# પ્રકાશકીય...

કુર્આનની તાલીમ વ્યક્તિ અને સમાજ, બંનેના જીવન માટે ખૂબ જ આવશ્યક સુધારક પરીબળ છે, જેના દ્વારા કોઈ પણ માણસ તેના જીવન અને આખિરતના શાશ્વત અને સદાકાળ જીવનને સમૃદ્ધ અને સફળ તથા કલ્યાણકારી બનાવી શકે છે. અલ્લાહતઆલાએ માનવસમાજ ઉપર જે બેહિસાબ એહસાન કર્યાં છે તેમાં સૌથી મોટું એહસાન કુર્આનમજીદ જેવા અતિભવ્ય ગ્રંથનું ઉતરાણ છે. તેની વિશેષતા આ છે કે તે અલ્લાહની ઓળખ તો કરાવે જ છે પરંતુ સાથે જ માનવીના વૈયક્તિક જીવનને સ્પર્શતા સર્વ વિષયો અંગે રજેરજ નું માર્ગદર્શન આપે છે.

અલ્લાહતઆલાએ કુર્આનમજીદ અરબી ભાષામાં ઉતારીને અનેક રહસ્યોને ખોલી જ્ઞાન પ્રાપ્તિના વિવિધ માર્ગોનો નિર્દેશ કર્યો છે. સદાકાળથી થતું આવ્યું છે કે માનવી પોતાના ભૌતિક અને આધ્યાત્મિક જીવનની ગહનતા તથા તેના ગૂઢ રહસ્યોને જાણવા માટે સતત પ્રયત્નશીલ રહ્યો છે, પરંતુ બુદ્ધિશક્તિની મર્યાદા અને અખિલબ્રહ્માંડની વિશાળતા વચ્ચે પ્રવર્તતી વિસંવાદિતાએ તેના પ્રયત્નોને અસફળ બનાવ્યાં છે. પરંતુ માનવીને આ મનોદશામાંથી બહાર કાઢવા માટે અલ્લાહતઆલાએ યુગે યુગે તેના પયગમ્બરો મોકલ્યાં જેમણે ખુદાઈ માર્ગદર્શન દ્વારા માનવીને સતત જીવનનો માર્ગ દેખાડયો છે.

હઝરત મુહમ્મદ સ.અ.વ. નબીઓની શ્રૃંખલામાં અંતિમ કડી છે. આપની ઉપર અલ્લાહતઆલાએ કુર્આનમજીદ ઉતારીને માનવજાતિને સદાના માટે તાગૂતની ગુલામી, વહેમો અને અંધશ્રદ્ધાઓમાંથી મુક્તિ અપાવી દીધી અને હકીકી સફળતાઓની ચરમસીમાઓના દર્શન કરાવ્યાં.

કુર્આનમજીદને સમજવા માટે અરબી ભાષાની સમજ અને તેનું ઊંડૂં જ્ઞાન આવશ્યક છે. સાથે જ ઇલ્મેતફસીર મહત્ત્વનું સહાયક માધ્યમ છે. અલ્લાહતઆલાએ માનવસમાજને આ દુનિયામાં આદર્શ જીવન જીવવાના જે માપદંડ કુર્આનમજીદમાં પ્રસ્તુત કર્યાં છે તેમની વિસ્તૃત સમજૂતી આપવા માટે તફસીરકર્તા સૈયદ અબૂલઆ'લા મૌદૂદીએ ''તફહીમુલકુર્આન'' દ્વારા કરેલો નવીન અને અનોખો પ્રયાસ અરબી ભાષાથી અજાણ એવાં કરોડો લોકોના સમૂદાય માટે આશીર્વાદરૂપ બન્યો છે. ભારત-પાક ઉપખંડના ઉર્દૂભાષી લોકો માટે તફહીમુલકુર્આને છેલ્લા આઠ દાયકાથી પણ વધારે સમયથી કુર્આનમજીદને સમજવામાં તેમજ તેના સંદેશને ગ્રહણ

કરવામાં અતિ મહત્ત્વનો ફાળો આપ્યો છે અને પરિણામે કરોડો ઉર્દૂભાષી લોકો કુર્આનમજીદના હાર્દને પામવામાં સફળ થયા છે. એટલૂં જ નહીં પરંતુ આ તફસીરે મુસ્લિમોની વિચારસરણીમાં ક્રાંતિ લાવી દીધી છે. મૌલાના મૌદૂદીની આ તફસીર ''તફહીમુલકુર્આન''ને ગુજરાતીભાષી લોકો માટે તૈયાર કરવાની અમારી યોજનાના ભાગરૂપે અમે તફહીમુલકુર્આન ભાગ-૧ નો ગુજરાતી અનુવાદ ખૂબ જ નમ્ર ભાવે પ્રસ્તુત કરતાં અલ્લાહ સમક્ષ આભારની લાગણી વ્યક્ત કરીએ છીએ. અમને વિશ્વાસ છે કે અમારો આ નમ્ર પ્રયાસ સમસ્ત ગુજરાતીભાષી મુસલમાનો તેમજ બિનમુસ્લિમ સમુદાય, સૌને ઉપયોગી નિવડશે.

અમે આ પ્રકાશન તૈયાર કરવામાં ખૂબ જ કાળજી રાખી છે તેમ છતાં છાપકામની કે અન્ય કોઈ ખામી જો વાચકોના ધ્યાનમાં આવે તો તેઓ અવશ્ય અમને જણાવે, અમે તેમના આભારી થઈશું.

ઉલ્લેખનીય છે કે તફહીમુલકુર્આન ભાગ-૧ નો આ ગુજરાતી અનુવાદ ઝહીરૂદ્દીન શેખ દ્વારા સંપન્ન કરવામાં આવ્યું છે. કુર્આનના વિષયોના હાર્દને ગુજરાતી ભાષામાં જાળવી રાખવાની તેમની ચિંતાએ આ અનુવાદને મૂલ્યવાન બનાવી દીધો છે. આમ, ગુજરાતી સાહિત્યમાં તફહીમુલકુર્આન ભાગ-૧ નો આ ઉમેરો એક વિશિષ્ઠ સ્થાન પામશે અને સુજ્ઞ વાચકો સુધી કુર્આનનો દિવ્યસંદેશ સુંદર અને સરળ ભાષામાં હૃદય-અંકિત કરાવશે એવી અપેક્ષા અસ્થાને નથી.

આ તબક્કે મુહમ્મદ સાકિબ ફારૂકીનો ઉલ્લેખ ન કરીએ તો અન્યાય થશે કેમકે તેમણે તફહીમુલકુર્આનના ટાઈપસેટીંગથી માંડીને આખરી પુસ્તકનું રૂપ આપવામાં ખૂબ જ ધૈર્ય અને સંયમ રાખી ભારે જહેમત ઉઠાવી છે. અલ્લાહતઆલા તેમના આ પરિશ્રમનો તેના દરબારમાં સ્વીકાર કરે.

અંતમાં, અમે અલ્લાહતઆલા સમક્ષ વિનમ્ર ભાવે દુઆ ગુજારીએ છીએ કે અમારા આ પ્રયત્નને કબૂલ ફરમાવે અને તફહીમુલકુર્આન ભાગ-૧ નો આ ગુજરાતી અનુવાદ જગતના સમસ્ત ગુજરાતીભાષી લોકો વચ્ચે દિવ્યસંદેશ ફેલાય અને અમારા માટે આખિરતમાં મગફિરત લખી દે, આમીન !

મે, ૨૦૧૪

**તફહીમ પ્રકાશન**

અહમદાબાદ

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# આમુખ

કુર્આનમજીદના ભાષાંતર અને વિવરણ ઉપર આપણી ભાષામાં અત્યાર સુધી એટલું કામ થયેલું છે કે હવે કોઈ માણસ દ્વારા ફકત બરકત અને સદ્ભાગ્ય માટે એક નવું ભાષાંતર અથવા એક નવી તફસીર પ્રસિદ્ધ કરી દેવી સમય અને શ્રમનો કોઈ યોગ્ય ઉપયોગ નથી. આ દિશામાં વધારાના પ્રયાસો જો યોગ્ય હોઈ શકે તો માત્ર એ રીતે કે જ્યારે માણસ કોઈ એવી ઉણપને પૂરી કરી રહ્યો હોય જે અગાઉના ભાષાંતરકારો તથા તફસીરકર્તાઓમાં રહી ગઈ હોય અથવા કુર્આનના ચાહકોની કોઈ એવી જરૂરિયાતને પૂરી કરે જે અગાઉના ભાષાંતરો અને તફસીરો દ્વારા પૂરી થતી ન હોય.

આ પુસ્તકમાં કુર્આનના અર્થઘટન અને સમજૂતી આપવાનો જે પ્રયાસ કરવામાં આવ્યો છે તે વાસ્તવમાં આ જ આધારે છે. હું ઘણાં સમયથી એવું અનુભવી રહ્યો હતો કે આપણા શિક્ષિત વર્ગમાં કુર્આનના હાર્દ સુધી પહોંચવાની તથા આ પવિત્ર ગ્રંથના સાચા વિષયથી પરિચિત થવાની જે તલપ જાગી છે, અને રોજેરોજ વૃદ્ધિ પામી રહી છે તે ભાષાંતરકારો તથા તફસીરકર્તાઓના કદર કરવા લાયક પ્રયાસો છતાં હજુ વણસંતોષી છે. આની સાથે મને એમ પણ લાગી રહ્યું હતું કે આ વણસંતોષી તલપને છિપાવવા માટે થોડી ઘણી સેવા હું પણ કરી શકું તેમ છું. આ જ બે ભાવનાઓએ મને આ પ્રયાસ હાથ ધરવા માટે પ્રેર્યો જેનાં ફળ વાચકોની સમક્ષ ભેટ ધરવામાં આવી રહ્યાં છે. જો વાસ્તવમાં મારો આ તુચ્છ પ્રયાસ લોકો માટે કુર્આનનું અર્થઘટન કરવામાં થોડો પણ મદદગાર પૂરવાર થયો તો આ મારૂં મોટું સદ્ભાગ્ય બનશે.

આ કામમાં મારી સમક્ષ આલિમો તથા સંશોધનકરતાં લોકોની જરૂરિયાતો નથી, તેવી જ રીતે એ લોકોની જરૂરિયાતો પણ નથી જે અરબી ભાષા અને દીની તાલીમ પ્રાપ્ત કરીને પછી કુર્આનનો ઊંડો સંશોધનાત્મક અભ્યાસ કરવા માગે છે. આવા લોકોની તરસ છિપાવવા માટે ઘણી બધી સામગ્રી પહેલાંથી જ ઉપલબ્ધ છે. હું જે લોકોની સેવા કરવા માગુ છું તે મધ્યમ દરજ્જાના શિક્ષિત લોકો છે જે અરબી ભાષાથી સારી રીતે પરિચિત નથી અને કુર્આનની વિદ્યાઓના બહોળા ખજાનાનો લાભ ઉઠાવવાનું જેમના માટે શક્ય નથી. એમની જ જરૂરિયાતને મેં નજર સમક્ષ રાખી છે. આ કારણસર એવા ઘણાં તફસીરી વિષયોની ચર્ચાને મેં સહેજ પણ સ્પર્શ કર્યો નથી જે ઇલ્મેતફસીરમાં મોટું મહત્ત્વ ધરાવે છે પરંતુ આ દરજ્જાના લોકો માટે બીનજરૂરી છે. બીજું, જે હેતુ મેં આ કામમાં મારી સામે રાખ્યો છે તે આ છે કે એક સામાન્ય વાચક આ પુસ્તકને વાંચતી વખતે કુર્આનનો અર્થ અને વિષય તદ્દન સ્પષ્ટપણે સમજીને આગળ વધે અને આમાંથી એ જ અસર કબૂલ કરે જે કુર્આન તેની ઉપર કરવા માગે છે. બીજું વાંચન દરમ્યાન જ્યાં પણ તેને મૂંઝવણ અનુભવાતી હોય તે દૂર કરી દેવામાં આવે તથા જ્યાં કેટલાંક સવાલો તેના મગજમાં ઉભાં થાય તેમનો જવાબ તેને તરત જ મળી જાય. આ મારો પ્રયાસ છે. હવે આ વાતનો ફેંસલો સામાન્ય વાંચકો જ કરી શકે કે હું આમાં કયાં સુધી સફળ થયો છું. આમ છતાં આ છેલ્લો શબ્દ નથી. દરેક વાચકને મારી વિનંતી છે કે જ્યાં જરા પણ ઉણપ લાગે અથવા કોઈ સવાલનો જવાબ ન મળે, અથવા વિષય સારી રીતે સ્પષ્ટ થઈ ન રહ્યો હોય, ત્યારે મને જણાવવામાં આવે કે જેથી હું આ સેવાને વધારેને વધારે ફાયદા જનક બનાવી શકું. આલિમોને પણ વિનંતી કરૂં છુ કે મને મારી ભૂલો જણાવે.

**કેટલીક વાતો અર્થઘટન (તરજૂમાની) અને સમજૂતી વિષે પણ :**

મેં આ ગ્રંથમાં ભાષાંતરની રીતને છોડીને સ્વતંત્ર અર્થઘટનની રીત અપનાવી છે. આનું કારણ આ નથી કે હું શબ્દના બંધનની સાથે કુર્આનમજીદનો અનુવાદ કરવાને ખોટો માનું છું બલ્કે આનું મૂળ કારણ આ છે કે જ્યાં સુધી કુર્આનના ભાષાંતરનો સંબંધ છે, આ સેવા આ અગાઉ અનેક બુઝુર્ગો આપી ચુકયાં છે અને આ દિશામાં હવે કોઈ વધારાના પ્રયાસની જરૂરિયાત બાકી રહી નથી. ફારસી ભાષામાં હઝરત શાહ વલીઉલ્લાહનો અનુવાદ તથા ઉર્દુમાં શાહ અબ્દુલકાદિર, શાહ રફીઉદ્દીન, મૌલાના મહમૂદુલહસન, મૌલાના અશરફઅલી થાનવી તથા હાફિઝ ફતેહમુહમ્મદ જાલંધરીના ભાષાંતરો એ હેતુઓને સારી રીતે પૂરાં કરી દે છે જેમના માટે એક શાબ્દિક ભાષાંતર જોઈતું હોય છે. પરંતુ કેટલીક જરૂરિયાતો એવી છે જે શાબ્દિક ભાષાંતર વડે પૂરી થતી નથી તેમજ થઈ શકતી નથી. એમને જ મેં અર્થઘટન વડે પૂરી કરવાનો પ્રયાસ કર્યો છે.

શાબ્દિક અનુવાદનો મૂળ ફાયદો આ છે કે માણસને કુર્આનના દરેકે દરેક શબ્દનો અર્થ ખબર પડી જાય છે અને તે દરેક આયતની નીચે તેનો અનુવાદ વાંચીને જાણી લે છે કે આ આયતમાં આવું કહેવામાં આવ્યું છે. પરંતુ આ ફાયદાની સાથે આ રીતમાં ઘણાં ખામીના પાસાં પણ છે જેના કારણે એક અરબી નહીં જાણનાર વાચક કુર્આનમજીદમાંથી સારી રીતે ફાયદો ઉઠાવી શકતો નથી.

પહેલી વસ્તુ કે જે એક શાબ્દિક અનુવાદને વાંચતી વખતે અનુભવાય છે તે છે લખાણનો પ્રવાહ, સંબોધનનો જુસ્સો, ભાષાનો વ્યાપ અને કલામની અસરકારકતાનો અભાવ. કુર્આનની પંક્તિઓની નીચે એક એવું નિર્જીવ લખાણ મળે છે જેને વાંચીને ન તો તેનો આત્મા ભાવવિભોર બને છે, ન તો તેના રૂંવાડા ઊભાં થાય છે, ન તો તેની આંખોમાંથી અશ્રુ વહેવા માંડે છે, ન તો તેની લાગણીઓમાં કોઈ વમળ પેદા થાય છે, ન તો તેને એવું લાગે છે કે કોઈ વસ્તુ બુદ્ધિ અને ચિંતનને આધીન કરીને હૃદય સોંસરી ઉતરતી જઈ રહી છે. આ પ્રકારની કોઈ અસર ઉદ્ભવવાની વાત તો દૂર રહી, અનુવાદને વાંચતી વખતે તો ઘણી વખત માણસ એમ વિચારતો રહી જાય છે કે શું ખરેખર આ જ એ પુસ્તક છે જેની જોડ લાવવા માટે સમસ્ત જગતને પડકાર આપવામાં આવ્યો હતો ? આનું કારણ આ છે કે શાબ્દિક અનુવાદની ચારણી માત્ર દવાના શુષ્ક ભાગોને જ પોતાના અંદરથી પસાર થવા દે છે. જ્યારે સાહિત્યને એ તેજીલો અને ગતિશીલ આત્મા કે જે કુર્આનના મૂળ લખાણમાં ભરેલાં છે, તેનો કોઈ ભાગ અનુવાદમાં સામેલ થવા પામતો નથી. તે આ ચારણીનાં ઉપરથી જ ઊડી જાય છે. જો કે કુર્આનની અસરકારકતામાં તેના પવિત્ર શિક્ષણ અને તેના ઉચ્ચકક્ષાના વિષયોનો જેટલો ફાળો છે, તેના સાહિત્યનો ફાળો પણ તેનાથી જરાય ઓછો નથી. આ જ તો એ વસ્તુ છે જે કઠણમાં કઠણ હૃદય ધરાવતા માણસના હૃદયને પણ ઓગાળી દેતી હતી. જેણે વીજળીના કડાકાની જેમ અરબજગતની સમગ્ર ભૂમિને હચમચાવી દીધી હતી. જેની અસરકારક શક્તિનો સ્વીકાર તેના કટ્ટરમાં કટ્ટર વિરોધીઓ સુદ્ધાં કરતા હતાં અને ડરતા હતાં કે આ જાદુઈ અસરવાળી વાણીને જે સાંભળશે તે છેવટે દિલની મૂડી હારી બેસશે. આ વસ્તુ જો કુર્આનમાં ન હોત અને તે એ જ ભાષામાં ઉતર્યો હોત જેવી આના અનુવાદોમાં આપણને જોવા મળે છે તો આરબવાસીઓના દિલોને ઉષ્માયુક્ત કરવામાં અને નરમ બનાવવામાં આને કદાપિ એ સફળતા પ્રાપ્ત થઈ ન હોત જે હકીકતમાં તેને પ્રાપ્ત થઈ.

શાબ્દિક અનુવાદો દ્વારા વાચકો પૂરી રીતે પ્રભાવિત નહીં થઈ શકવાનું એક કારણ આ પણ છે કે અનુવાદો સામાન્ય રીતે બે લીટીઓ વચ્ચે લખવામાં આવે છે, અથવા નવી રીત પ્રમાણે પાનાને બે ભાગોમાં વહેંચીને, એક તરફ અલ્લાહનો કલામ તથા બીજી તરફ અનુવાદ, લખવામાં આવે છે. આ રીત એ હેતુ માટે તો

તદ્દન યોગ્ય છે જેના માટે માણસ શાબ્દિક અનુવાદ વાંચે છે કેમકે આવી રીતે દરેક શબ્દ અને દરેક આયતની સામે તેનો અનુવાદ મળી જાય છે. પરંતુ આનું નુકસાન આ છે કે જેવી રીતે કોઈ માણસ બીજા પુસ્તકોને વાંચે છે અને તેનાથી અસર પામે છે, એવી જ રીતે તે કુર્આનના અનુવાદને ન તો સળંગ વાંચી શકે છે અને ન તો તેનાથી અસર પામી શકે છે, કેમકે વારંવાર એક અપરિચિત ભાષાનું લખાણ તેના વાંચનમાં આડે આવતું રહે છે. અંગ્રેજી અનુવાદમાં આનાથી પણ વધારે બિનઅસરકારકતા પેદા થવાનું કારણ આ છે કે બાઈબલના અનુવાદોનું અનુસરણ કરીને કુર્આનની દરેક આયતનો અનુવાદ અલગ અલગ ક્રમાંક સાથે લખવામાં આવે છે. તમે કોઈ પણ સારામાં સારા લેખને લઈને જરા તેના એક એક વાક્યને છૂટાં પાડી દો અને પછી ઉપર નીચે ક્રમવાર લખીને તેને વાંચો તમને પોતાને જણાશે કે સળંગ લખાણ વડે જે પ્રભાવ તમારા માનસ ઉપર પડતો હતો તેના કરતાં અડધો પ્રભાવ પણ આ અલગ અલગ વાકયોને વાંચવાથી પડતો નથી.

એક બીજું કારણ, અને ખૂબ મહત્ત્વનું કારણ, શાબ્દિક અનુવાદના બિનઅસરકારક હોવાનું આ છે કે કુર્આનની વર્ણનશૈલી લખાણના સ્વરૂપની નથી બલ્કે સંબોધનાત્મક છે. જો તેને રૂપાંતરિત કરતી વખતે સંબોધનની ભાષાને લખાણની ભાષામાં રૂપાંતરિત કરવામાં ન આવે અને જેમ છે તેમ તેનો અનુવાદ કરી દેવામાં આવે તો સમગ્ર લખાણ તૂટક તૂટક બનીને રહી જાય છે. આ તો બધા લોકો જાણે છે કે કુર્આનમજીદ આંરભમાં લેખિત પુસ્તકના રૂપમાં પ્રકાશિત કરવામાં આવ્યું ન હતું બલ્કે ઇસ્લામના સંદેશના અનુસંધાનમાં પ્રસંગોપાત તથા જરૂરિયાત પ્રમાણે એક પ્રવચન નબી સ.અ.વ. ઉપર ઉતારવામાં આવતું હતું અને તેને એક સંબોધનના રૂપમાં લોકોને સંભળાવતા હતાં. પ્રવચનની ભાષા અને લખાણની ભાષામાં સ્વભાવિક રીતે ઘણો તફાવત હોય છે. જેમ કે, લખાણમાં એક શંકા વ્યક્ત કરીને તેને દૂર કરવામાં આવે છે. પરંતુ સંબોધનમાં શંકા કરનારા લોકો પોતે હાજર હોય છે, એટલા માટે ઘણી વખત આ કહેવાની જરૂર ઉભી થતી નથી કે ''લોકો આમ કહે છે,'' બલ્કે સંબોધન કરતાં વાત વાતમાં જ એક વાકય એવું કહી દે છે જે તેમની શંકાનો જવાબ હોય છે. લખાણમાં વાતના સાતત્યથી અલગ પરંતુ તેની સાથે નજીકનો સબંધ ધરાવતી કોઈ વાત કહેવી હોય ત્યારે તેને વધારાના વાકયના રૂપમાં કોઈને કોઈ રીતે મૂળ લખાણથી અલગ પાડીને લખવામાં આવે છે કે જેથી વાતનો સિલસિલો તૂટવા ન પામે પરંતુ પ્રવચનમાં માત્ર લઢણ અને પ્રવચન શૈલી બદલીને પ્રવચનકર્તા લાંબા લાંબા વધારાના વાક્યો બોલ્તો જાય છે તેમછતાં કોઈ તૂટ અનુભવાતી નથી. લખાણમાં નિવેદનનો સંબંધ વાતાવરણ સાથે જોડવા માટે શબ્દોનો ઉપયોગ કરવો પડે છે પરંતુ પ્રવચનમાં વાતાવરણ પોતે જ નિવેદનની સાથે તેમનો સંબંધ બાંધી લે છે અને વાતાવરણની તરફ ઇશારો કર્યા વિના જે વાતો કહેવામાં આવે છે, તેમની વચ્ચે સહેજ

પણ અવકાશ અનુભવાતો નથી. પ્રવચનમાં વક્તા અને શ્રોતા વારંવાર બદલાતાં રહે છે. વકતા તેની વાણીમાં પ્રસંગોપાત કયારેક એક જ જૂથનો ઉલ્લેખ ગેરહાજરના રૂપમાં કરે છે અને ક્યારેક તેને હાજર સમજીને સીધું સંબોધન કરે છે, કયારેક એક વચનના રૂપનો ઉપયોગ કરે છે અને કયારેક બહુવચનના રૂપોનો ઉપયોગ કરવા માંડે છે કયારેક વકતા તે પોતે હોય છે, કયારેક કોઈ જૂથના તરફથી બોલે છે, કયારેક કોઈ પરલોકની શક્તિનું પ્રતિનિધિત્વ કરવા માંડે છે, અને કયારેક તે પરલોકની શક્તિ પોતે તેના મુખેથી બોલવા માંડી છે. પ્રવચનમાં આ વસ્તુ એક સુંદરતા જન્માવે છે પરંતુ લખાણમાં આવીને આ વસ્તુ જોડ વિનાની બની જાય છે. આ જ એ કારણ છે કે જ્યારે એક પ્રવચનને લેખિત સ્વરૂપ આપવામાં આવે છે ત્યારે તેને વાંચતી વખતે માણસ ફરજીયાતપણે એક પ્રકારનો જોડનો અભાવ અનુભવે છે અને આ લાગણી એટલી જ વધતી જાય છે જેટલા પ્રમાણમાં માણસ મૂળ પ્રવચનની પરિસ્થિતિ અને વાતાવરણથી દૂર થતો જાય છે. ત્યાં તો તેને દૂર કરવા માટે આના સિવાય કોઈ ઉપાય નથી કે તફસીરી હાંસિયા વડે વાણીના સંબંધને સ્પષ્ટ કરવામાં આવે, કેમકે કુર્આનના મૂળ લખાણમાં કોઈ પણ વધારો-ઘટાડો કરવો હરામ છે. પરંતુ બીજી કોઈ ભાષામાં કુર્આનનું અર્થઘટન કરતી વખતે જો પ્રવચનની ભાષાને સાવચેતીપૂર્વક લેખિત ભાષામાં રૂપાંતરિત કરી લેવામાં આવે તો ઘણી સરળતાપૂર્વક આ તૂટ દૂર થઈ શકે છે.

આ ઉપરાંત, જેમ કે હમણાં મેં ઈશારામાં કહ્યું છે તેમ, કુર્આનમજીદની દરેક સૂરઃ હકીકતમાં એક પ્રવચન હતી જે ઇસ્લામી સંદેશના પ્રસારના કોઈ તબક્કામાં એક ખાસ પ્રસંગે ઉતરી હતી, તેની એક ખાસ પ્રશ્ચાદભૂમિ હતી. કેટલીક ખાસ પરિસ્થિતિઓ તેનો તકાદો કરતી હતી. અને અમુક આવશ્યકતાઓ હતી જેમને પૂરી કરવા માટે તે ઉતરતી હતી. તેની એ પશ્ચાદભૂમિ તથા તેના એ ઉતરાણના સંજોગોની સાથે કુર્આનની આ સૂરઃઓનો સંબંધ એવો ગાઢ છે કે જો તેનાથી અલગ કરીને માત્ર શબ્દનો અનુવાદ માણસની સામે મૂકી દેવામાં આવે તો ઘણી વાતોને તે જરાય સમજી નહીં શકે, અને કેટલીક વાતોનો ઉંધો અર્થ કાઢશે, અને કુર્આનનો સમગ્ર વિષય તો કદાચ કયાંય તેની પકડમાં આવશે જ નહીં. અરબી કુર્આનની બાબતમાં આ મુશ્કેલીને દૂર કરવા માટે તફસીરની મદદ લેવી પડે છે કેમ કે અસલ કુર્આનમાં કોઈ પણ વસ્તુનો ઉમેરો કરી શકાતો નથી, પરંતુ બીજી ભાષામાં આપણે એટલી છૂટ લઈ શકીએ છીએ કે અર્થઘટન કરતી વખતે આયતને અમુક હદ સુધી તેની પશ્ચાદભૂમિ અને તેના ઉતરાણના સંજોગોની સાથે સાંકળતા જઈએ કે જેથી વાચક માટે તે પુરી રીતે અર્થપૂર્ણ થઈ શકે.

આ ઉપરાંત એક વાત આ પણ છે કે કુર્આન જો કે અરબીએમુબીનમાં ઊતર્યું છે પરંતુ તેની સાથે તે પોતાની ખાસ પરિભાષા પણ ધરાવે છે. તેના ઘણા શબ્દોને તેના મૂળ શબ્દકોશીય અર્થથી અલગ કરીને એક ખાસ અર્થમાં ઉપયોગ કર્યો છે, અને ઘણાં શબ્દો એવાં છે જેમને અલગ અલગ પ્રસંગે અલગ અલગ અર્થમાં ઉપયોગ કરે છે. શબ્દની મર્યાદાની સાથે જે અનુવાદો કરવામાં આવે છે તેમાં આ પરિભાષાનું ધ્યાન રાખવાનું ઘણું મુશ્કેલ છે, અને તેને ધ્યાનમાં નહીં રાખવાના કારણે ઘણી વખત વાચકો જાતજાતની મૂંઝવણો અને ગેરસમજોમાં પડી જાય છે. દા.ત. એક શબ્દ ''કુફ્ર'' લઈએ જે કુર્આનની પરિભાષામાં અરબી શબ્દકોશ તથા આપણા ફિકહના આલિમો તથા વકતાઓની ભાષા બન્ને કરતાં અલગ અર્થ ધરાવે છે, અને ખુદ કુર્આનમાં પણ દરેક જગ્યાએ એક જ અર્થમાં વપરાયેલો નથી. કયાંક આનો અર્થ સદંતર ઈમાન વિનાની હાલત છે, કયાંક આ માત્ર ઈનકારના અર્થમાં આવ્યો છે, કયાંક આના દ્વારા ફકત અપકાર તથા આભાર નહીં દર્શાવવાનો અર્થ લેવામાં આવ્યો છે, કયાંક ઈમાનના તકાદાઓમાંથી કોઈ એક ને પુરો ન કરવા માટે કુફ્રનો ઉપયોગ કરવામાં આવ્યો છે, કયાંક શ્રદ્ધાના એકરાર પરંતુ વ્યવહારૂ ઈનકાર અથવા નાફરમાની માટે આ શબ્દ બોલવામાં આવ્યો છે, કયાંક બાહ્ય અનુસરણ પરંતુ આંતરિક અકીદાના અભાવને કુફ્ર શબ્દ વડે વ્યક્ત કરવામાં આવ્યો છે. આ અલગ અલગ પ્રસંગોએ જો આપણે દરેક જગ્યાએ કુફ્રનો અનુવાદ કુફ્ર જ કરતા રહીએ અથવા બીજા કોઈ શબ્દને લાગુ કરતાં રહીએ, તો નિઃશંક અનુવાદ તેની જગ્યાએ સાચું હશે પરંતુ વાચકો કયાંક અર્થઘટનથી વંચિત રહી જશે, કયાંક કોઈ ગેરસમજના શિકાર બનશે, અને કયાંક મૂંઝવણમાં મુકાઈ જશે.

શાબ્દિક અનુવાદની આ રીતમાં ઉણપ અને ખામીના આ જ એ પાસાં છે જેમની ભરપાઈ કરવા માટે મેં અર્થઘટન-'તરજુમાની'ની શૈલી અપનાવી છે. મેં આમાં કુર્આનના શબ્દોને ઉર્દૂ સ્વરૂપ આપવાને બદલે એવો પ્રયાસ કર્યો છે કે કુર્આનના એક લખાણને વાંચીને જે અર્થ મારી સમજમાં આવે છે અને જે અસર મારા હૃદય ઉપર પડે છે તેને બને ત્યાં સુધી સ્વસ્થ રીતે મારી ભાષામાં રૂપાંતરિત કરી દઉં. વર્ણનશૈલીમાં અનુવાદપણું ન હોય, અરબીએમુબીન નું અર્થઘટન ઉર્દૂએમુબીન હોય, પ્રવચનનું અનુસંધાન સહજ રીતે લખાણની ભાષામાં વ્યક્ત થાય, અને અલ્લાહના કલામનો અર્થ અને વિષય સ્પષ્ટપણે વ્યક્ત થવાની સાથે તેનો શાહી દબદબો અને ભાષાનું જોમ, જ્યાં સુધી શક્ય હોય, અર્થઘટનમાં પ્રતિબિંબિત થઈ જાય. આ પ્રકારના સ્વતંત્ર અનુવાદ માટે આ વાત અનિવાર્ય હતી કે શાબ્દિક મર્યાદાઓમાંથી નીકળીને અર્થોને અદા કરવાની હિંમત કરવામાં આવે. પરંતુ મામલો અલ્લાહના કલામનો હતો, એટલા માટે મેં ખૂબ જ ડરતાં ડરતાં જ આ સ્વતંત્રતા લીધી છે. જેટલી હદે સાવચેતી રાખવાનું મારા માટે શક્ય હતુ, તેને મેં ધ્યાનમાં રાખીને આ વાતનો પૂરેપૂરો ખ્યાલ રાખ્યો છે કે

કુર્આનનું પોતાનું લખાણ વર્ણનની સ્વતંત્રતાની જે ગુંજાશ આપે છે તેને ઓળંગાઈ ન જવાય.

આ ઉપરાંત કેમકે કુર્આનને પૂરી રીતે સમજવા માટે એ જરૂરી છે કે તેની આયતોની પશ્ચાદભૂમિ પણ માણસની સામે હોય. અને આ વસ્તુ અર્થઘટનમાં પૂરી રીતે વ્યક્ત કરી શકાય તેમ ન હતી, એટલા માટે મેં દરેક સૂરઃના આરંભમાં એક પ્રસ્તાવના લખી દીધી છે જેમાં મારાથી શક્ય એટલી હદે પૂરેપૂરી તપાસ કર્યા પછી આ જણાવવાનો પ્રયાસ કર્યો છે કે એ સૂરઃ કયા જમાનામાં ઉતરી, એ સમયે સંજોગો કેવા હતાં, ઇસ્લામનું આંદોલન કયા તબક્કાએ હતું, તેની કઈ કઈ જરૂરિયાતો હતી તેમજ કઈ સમસ્યાઓ તે વખતે તેની સામે હતી. બીજું, જ્યાં પણ કોઈ ખાસ આયત અથવા આયતોના સમૂહની એક અલગ ઉતરાણની પરિસ્થિતિ છે ત્યાં મેં તેને હાંસિયામાં લખી દીધી છે.

હાંસિયા નોંધોમાં મારો આ ખાસ પ્રયત્ન આ રહ્યો છે કે કોઈ એવી ચર્ચાને સ્પર્શવા કરવામાં આવે ન જે વાચકનું ધ્યાન કુર્આનમાંથી હટાવીને કોઈ બીજી વસ્તુ તરફ વાળી દે. જેટલી પણ હાંસિયા નોંધો મેં લખી છે તે બે જ પ્રકારની જગ્યાઓ ઉપર લખી છે. એક એ કે જ્યાં મને લાગ્યું કે એક સામાન્ય વાચક આ જગ્યાએ સ્પષ્ટતાની માગણી કરશે, અથવા તેના મગજમાં કોઈ પ્રશ્ન ઉભો થશે, અથવા તે કોઈ શંકામાં પડી જશે. બીજું એ જગ્યાએ કે જ્યાં મને એવો ડર લાગ્યો કે વાચક આ જગ્યાએથી ઉપરછલ્લી રીતે પસાર થઈ જશે અને કુર્આનની આયતનો અસલ હાર્દ તેની સામે સ્પષ્ટ થશે નહીં.

જે લોકો આ પુસ્તકમાંથી પૂરેપૂરો ફાયદો ઉઠાવવા માગે છે તેમને હું સલાહ આપીશ કે પહેલાં દરેક સૂરઃની પ્રસ્તાવનાને ધ્યાનપૂર્વક વાચી લે અને જ્યાં સુધી તે સૂરઃ તેમના અભ્યાસ હેઠળ રહે ત્યાં સુધી વારંવાર તેની પ્રસ્તાવના ઉપર નજર નાખતા રહે. પછી દરરોજ કુર્આનમજીદનો જેટલો ભાગ તેઓ રાબેતા મુજબ વાંચતા હોય તેની દરેકે દરેક આયતનો શાબ્દિક અનુવાદ પહેલાં વાંચી લે. આ હેતુ માટે ફારસી, ઉર્દૂ અને અંગ્રેજી અનુવાદોમાંથી જે ચાહે તેઓ પસંદ કરી શકે છે. આના પછી તફહીમુલકુર્આનના અર્થઘટનને હાંસિયા નોંધોની તરફ જોયા વિના સળંગ એક લખાણની જેમ વાંચે કે જેથી કુર્આનના આ ભાગનો સમગ્ર વિષય એકીસાથે એમની સામે આવી જાય. ત્યારપછી એક એક આયતને વિગતવાર રીતે સમજવા માટે હાંસિયા નોંધો વાંચે. આવી રીતે વાંચવાથી મને આશા છે કે એક સામાન્ય વાચકને કુર્આનના ઇલ્મી જ્ઞાનની જાણકારી નહીં પણ સામાન્ય જાણકારી તો ઇન્શાઅલ્લાહ સારી રીતે મળી જશે.

આ પુસ્તકનો મેં હિ.સ.૧૩૬૧ના મુહર્રમ મહિનામાં એટલે કે ફેબ્રુઆરી ૧૯૪૨માં આરંભ કર્યો હતો. પાંચ વર્ષ કરતાં વધારે સમય સુધી આનું કામ સતત ચાલતુ રહ્યું, એટલે સુધી કે સૂરઃ યૂસુફના અંત સુધી અર્થઘટન અને વિવરણ તૈયાર થઈ ગયું. ત્યારપછી એક પછી એક એવા કારણો બનતા રહ્યાં કે મને ન તો આગળ કંઈ લખવાનો અવસર મળી શક્યો અને ન તો એટલો સમય મળ્યો કે જે કંઈ કામ થઈ ગયું હતું તેની જ ઉપર બીજીવાર નજર નાખીને એવું બનાવી શકું કે પુસ્તકના રૂપમાં પ્રકાશિત થઈ શકે. હવે આને સારા સંજોગો કહો કે ખરાબ સંજોગ, ૧૯૪૮માં અચાનક મને પબ્લિક સેફટી એક્ટ હેઠળ ધરપકડ કરીને જેલમાં મોકલી આપવામાં આવ્યો અને ત્યાં મને એ ફુરસદ મળી ગઈ કે જે આ પુસ્તકને પ્રેસમાં લઈ જવાને લાયક બનાવવા માટે જોઈતી હતી. હું ખુદા સમક્ષ દુઆ કરૂં છું કે જે હેતુ માટે મેં આ મહેનત કરી છે, તે પૂર્ણ થાય અને આ પુસ્તક કુર્આનમજીદને સમજવામાં લોકો માટે ખરેખર થોડો પણ મદદરૂપ પૂરવાર થઈ શકે. وَمَا تَوْفِيْقِيْ إِلَّا بِاللهِ الْعَلِيِّ الْعَظِيْمِ

**અબુલઆ'લા**

**ન્યુ સેન્ટ્રલ જેલ, મુલ્તાન**
**૧૭ ઝિલકઅદ, હિ.સ. ૧૩૬૮ (૧૧ સપ્ટેમ્બર, ૧૯૪૯)**

---

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# પ્રસ્તાવના

આ નિવેદનમાં 'પ્રસ્તાવના' શબ્દ જોઈને કોઈને આ ગેરસમજ ન થાય કે હું કુર્આનની પ્રસ્તાવના લખી રહ્યો છું. આ કુર્આનની નહીં પરંતુ તફહીમુલકુર્આન ની પ્રસ્તાવના છે, અને આને લખવા પાછળ મારી સમક્ષ બે ઉદ્દેશ્યો છે :

પહેલો આ કે કુર્આનનો અભ્યાસ શરૂ કરતા પહેલાં એક સામાન્ય વાચક એ વાતોથી સારી રીતે વાકેફ થઈ જાય જેમને શરૂમાં જ સમજી લેવાથી કુર્આનની સમજવાનો માર્ગ સરળ બની જાય છે, નહીં તો આ વાતો અભ્યાસ વચ્ચે વારંવાર ખટકે છે અને ઘણી વખત માત્ર તેમને નહીં સમજવાના કારણે માણસ વરસો સુધી કુર્આનના અર્થની સપાટી ઉપર જ આંટા મારતો રહે છે, ઊંડાણમાં ઉતરવાનો માર્ગ તેને મળતો નથી.

બીજો આ કે, એ પ્રશ્નોનો જવાબ પહેલાં જ આપી દેવામાં આવે જે કુર્આનને સમજવાનો પ્રયત્ન કરતી વખતે સામાન્ય રીતે લોકોના મગજમાં ઉદ્ભવતાં હોય છે. હું આ પ્રસ્તાવનામાં માત્ર એ જ પ્રશ્નોનો જવાબ આપીશ જે ખુદ મારા મગજમાં શરૂ શરૂમાં ઉદ્ભવ્યા હતાં અથવા જે પાછળ થી મારી સામે ઉભા થયા હતાં. આ ઉપરાંત, જો બીજા પ્રશ્નો પણ જવાબ આપવાને લાયક છુટી ગયાં હોય તો તેની જાણ મને કરવામાં આવે. તેમનો જવાબ ઈન્શાઅલ્લાહ આગામી આવૃત્તિ વખતે આ પ્રસ્તાવનામાં વધારી દેવામાં આવશે.

---

સામાન્ય રીતે આપણે જે પુસ્તકો વાંચવા માટે ટેવાયેલાં છીએ તેમાં એક નિશ્ચિત વિષય ઉપર માહિતી, વિચારો અને દલીલોને એક ખાસ લેખનક્રમમાં ક્રમવાર વર્ણવવામાં આવે છે. એટલા જ માટે જ્યારે કોઈ માણસ કે જે કુર્આનથી અત્યાર સુધી અજાણ્યો રહ્યો છે, તે પહેલી વખતે આ પુસ્તક વાંચવાનો ઈરાદો કરે છે ત્યારે તે એવી અપેક્ષા સાથે આગળ વધે છે કે "પુસ્તક" ની હેસિયત ધરાવતું હોવાના કારણે આમાં પણ સામાન્ય પુસ્તકોની જેમ પહેલાં વિષય નક્કી થશે, પછી મૂળ વિષયને પ્રકરણો અને ભાગોમાં વહેંચીને ક્રમવાર એકએક પ્રશ્ન ઉપર ચર્ચા કરવામાં આવશે, અને આવી રીતે જીવનના દરેકે-દરેક ક્ષેત્રને પણ અલગ અલગ કરીને તેના વિષે આદેશો અને

સૂચનાઓ ક્રમવાર નોંધવામાં આવશે. પરંતુ જ્યારે તે પુસ્તક ખોલીને વાંચવાનું શરૂ કરે છે ત્યારે અહીં તે તેની અપેક્ષાથી સાવ વિરૂદ્ધ એક જુદી જ વર્ણનશૈલીનો સામનો કરે છે કે જેનાથી તે અત્યાર સુધી સાવ અજાણ હતો. અહીં તે જુએ છે કે અકીદાને લગતા પ્રશ્નો, નૈતિક સૂચનાઓ, શરીઅતના નિયમો, સંદેશ, શીખામણ, પદાર્થપાઠ, ટિપ્પણી, ઠપકો, ડરામણ, શુભસમાચાર, સાંત્વન અને દિલાસો, દલીલો, સાક્ષી-પુરાવા, ઐતિહાસિક કિસ્સા, સૃષ્ટિજગતની નિશાનીઓ તરફ ઈશારા, વારંવાર એક પછી એક આવી રહ્યાં છે. એક જ વિષય જુદી જુદી રીતે જુદા જુદા શબ્દોમાં દોહરાવવામાં આવી રહ્યો છે. એક વિષય પછી બીજો, અને બીજા પછી ત્રીજો એકાએક શરૂ થઈ જાય છે, બલ્કે એક વિષયની વચ્ચે બીજો વિષય એકાએક આવી જાય છે. વકતા અને શ્રોતા વારંવાર બદલાય છે અને સંબોધનની દિશા થોડી થોડી વારે અલગ અલગ દિશાઓમાં ફંટાય છે. પ્રકરણો અને ભાગોની વહેંચણી કંયાય દેખાતી નથી. ઇતિહાસ છે ત્યાં ઇતિહાસની વર્ણનશૈલીમાં નથી, તત્ત્વજ્ઞાન અને પ્રકૃતિથી પર ચર્ચા છે પણ તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનની ભાષામાં નથી, મનુષ્ય અને દુનિયાની વસ્તુઓનો ઉલ્લેખ છે પણ ભૌતિક વિજ્ઞાનની શૈલીમાં નથી. સંસ્કૃતિ અને રાજનીતિ, તથા સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્રની ચર્ચા છે પણ સમાજશાસ્ત્રની ઢાળમાં નથી. કાનૂની હુકમો અને કાયદાશાસ્ત્રના સિદ્ધાંતો વર્ણવવામાં આવ્યાં છે પણ કાયદાવિદોની શૈલી કરતાં તદ્દન અલગ રીતે, નૈતિકતાનો ઉપદેશ છે પણ નૈતિકતાની ફિલોસોફીના તમામ સાહિત્ય કરતાં તેની શૈલી અલગ છે. આ બધું જ તેની પૂર્વ પુસ્તકશૈલીની વિરૂદ્ધ જોઈને માણસ હેરાન થઈ જાય છે અને તેને એમ લાગવા માંડે છે કે આ એક બિનસંપાદિત, અસંબદ્ધ, વેરાયેલું લખાણ છે જે આરંભથી માંડીને અંત સુધી અસંખ્ય નાના-મોટા વિવિધ વેરવિખેર લખાણોમાંથી બનેલું છે પરંતુ સળંગ લખાણના રૂપમાં લખી નાખવામાં આવેલું છે. વિરોધી દ્રષ્ટિબિંદુ સાથે જોનાર આના જ ઉપર જાત-જાતના વાંધા ઘડી નાખે છે. અને અનુકૂળ દ્રષ્ટિબિંદૂ કયારેક અર્થ તરફથી આંખો મીંચીને શંકાઓથી બચવાનો પ્રયાસ કરે છે, કયારેક આ દેખાતા ક્રમના અભાવ માટે અર્થ ઉપજાવી કાઢીને મનને મનાવી લે છે, કયારેક કૃત્રિમ રીતે સંબંધ શોધી કાઢીને ચિત્ર-વિચિત્ર તારણો કાઢે છે, અને કયારેક ''નઝરિય-એ-શઝરાત''નો સ્વીકાર કરી લે છે જેના કારણે દરેક આયત તેના સંદર્ભથી અલગ થઈને એવા ઉપજાવેલાં અર્થઘટનોનું લક્ષ્યસ્થાન બની જાય છે જે વકતાના ઇરાદાની વિરૂદ્ધ હોય છે.

---

બીજું, કોઈપણ પુસ્તકને સારી રીતે સમજવા માટે જરૂરી છે કે વાચકને તેના વિષયની ખબર હોય, તેના ઉદ્દેશ્ય અને વિષય તથા તેના કેન્દ્રીય વિષયની જાણકારી હોય, તેની વર્ણનશૈલીથી વાકેફ હોય, તેની રૂઢિગત

પરિભાષા તથા તેની ખાસ અર્થઘટનની શૈલી નો પરિચય ધરાવતો હોય, અને તેના વર્ણનો તેના બાહ્ય લખાણની પાછળ જે પરિસ્થિતિ અને મામલાઓ સાથે સંબંધ ધરાવતાં હોય તે પણ તેની નજરની સામે રહે. સામાન્ય રીતે જે પુસ્તકો આપણે વાંચીએ છીએ તેમાં આ વસ્તુઓ સહેલાઈથી મળી આવે છે તેથી તેમના વિષયો સુધી પહોંચવા માટે આપણને કોઈ ખાસ મહેનત પડતી નથી. પરંતુ કુર્આનમાં આ એવી રીતે મળતી નથી જેવી રીતે આપણે બીજા પુસ્તકોમાં એમને જોવા માટે ટેવાયેલાં છીએ. એટલા માટે એક સામાન્ય વાચક જેવા માનસ સાથે જ્યારે આપણામાંથી કોઈ કુર્આનનો અભ્યાસ શરૂ કરે છે ત્યારે તેને પુસ્તકનો ઉદ્દેશ્ય, વિષય-વસ્તુ અને કેન્દ્રીય વિષયનો છેડો જડતો નથી, તેની વર્ણનશૈલી અને અર્થઘટનશૈલી પણ થોડીક અજાણી જેવી લાગે છે, અને ઘણી જગ્યાએ તેના લખાણોની પશ્ચાદભૂમિ પણ તેની નજરોથી છુપી રહે છે. પરિણામ આ આવે છે કે જુદી જુદી આયતોમાં ડહાપણનાં જે મોતી વેરાયેલાં છે તેનાથી થોડાઘણાં અંશે લાભ લેવા છતાં માણસ અલ્લાહના કલામના મૂળ હાર્દ સુધી પહોંચવાથી વંચિત રહી જાય છે અને પુસ્તકનું જ્ઞાન મેળવવાને બદલે તેને પુસ્તકના માત્ર થોડાક વેરવિખેર બિંદુઓ અને લાભો ઉપર જ સંતોષ માનવો પડે છે, બલ્કે મોટાભાગ લોકો કે, જે કુર્આનનો અભ્યાસ કરીને શંકાઓમાં પડી જાય છે, તેમના ગેરરસ્તે દોરાઈ જવાનું એક કારણ આ પણ છે કે પુસ્તકની સમજ માટેની આ આવશ્યક બુનિયાદી વાતોથી નાવાકેફ રહીને જ્યારે કુર્આનને વાંચે છે ત્યારે તેના પાનાં ઉપર અલગ અલગ લખાણો તેમને વિખરાયેલાં દેખાય છે, અનેકો આયતોનો અર્થ તેમની સામે સ્પષ્ટ થતો નથી, અનેકો આયતોને જુએ છે કે તે પોતે તો ડહાપણના પ્રકાશથી ઝગમગી રહી છે પરંતુ સંદર્ભમાં એવી અસંબદ્ધ જણાય છે, અનેકો જગ્યાએ અર્થઘટનો અને વર્ણનની શૈલીથી અપરિચિત હોવાના કારણો તેમને મૂળ અર્થથી હટાવીને બીજી જ કોઈ દિશામાં લઈ જાય છે, અને ઘણી જગ્યાએ પશ્ચાદભૂમિની સાચી જાણકારીના અભાવે ભારે ગેરસમજો ઉદ્ભવે છે.

---

કુર્આન કયા પ્રકારનું પુસ્તક છે ? તેના ઊતરાણની પરિસ્થિતિ અને સંપાદનની સ્થિતિ શું છે ? તેનો ચર્ચાનો વિષય શું છે ? આની સમગ્ર ચર્ચા કયા હેતુ માટે છે ? કયા કેન્દ્રીય વિષયની સાથે તેના આ અસંખ્ય જાત-જાતના વિષયો સંકળાયેલાં છે ? શું દલીલશૈલી તેમજ વર્ણનશૈલી તેણે તેના હેતુ માટે અપનાવી છે ? આ અને આવા બીજા કેટલાંક જરૂરી પ્રશ્નો છે જેમનો જવાબ સ્પષ્ટ અને સીધી રીતે જો માણસને શરૂઆતમાં જ મળી જાય તો તે અનેક જોખમોથી બચી શકે છે અને તેના માટે ચિંતન-મનનનો રસ્તો વિશાળ બની શકે છે. આ માણસ કુર્આનમાં લેખનનો ક્રમ શોધે છે અને ત્યાં એ ન જોતાં પુસ્તકના પાનામાં ભટકવા માંડે છે, તેની પરેશાનીનું મૂળ

કારણ આ જ છે કે તે કુર્આનના અભ્યાસની આ બુનિયાદી આવશ્યકતાઓથી અજાણ હોય છે. તે એવા અનુમાન સાથે અભ્યાસ શરૂ કરે છે કે તે ''ધર્મના વિષય અંગે એક પુસ્તક'' વાંચવા જઈ રહ્યો છે. ''ધર્મ વિષય'' અને ''પુસ્તક'' આ બંને વિષેના તેનો ખ્યાલ તેના મજગમાં એ જ હોય છે જે સામાન્ય રીતે ''ધર્મ'' અને ''પુસ્તક'' વિષે લોકોના માનસમાં જોવા મળે છે. પરંતુ જ્યારે ત્યાં તેને તેના માનસિક ખ્યાલથી સાવ અલગ જ એક વસ્તુ સામે મળે છે ત્યારે તે તેની સાથે પોતાની જાતને પરિચિત બનાવી શકતો નથી અને વિષયનો છેડો હાથમાં ન આવવાના કારણે લીટીઓ વચ્ચે એવી રીતે ભટકવા માંડે છે કે જાણે તે એક અજાણ્યો મૂસાફર છે જે કોઈ નવા શહેરની ગલીઓમાં ગુમ થઈ ગયો છે. આ ખોવાઈ જવાથી તે બચી જાય જો તેને પહેલાંથી જ જણાવી દેવામાં આવે કે તમે જે પુસ્તકને વાંચવા જઈ રહ્યા છો તે સમસ્ત જગતના સાહિત્યમાં તેની શૈલીનું એક જ પુસ્તક છે, તેનું ''સંપાદન'' દુનિયાના તમામ પુસ્તકો કરતાં તદ્દન ભિન્ન રીતે થયું છે, તેના વિષય અને વિષય-વસ્તુ તેમજ સંપાદન-ક્રમની દ્રષ્ટિએ પણ તે એક અનોખી વસ્તુ છે, એટલા માટે તમારા મગજનું એ 'પુસ્તકીય' માળખું કે જે આજ સુધીના પુસ્તકવાંચનથી રચાયેલું છે, આ પુસ્તકને સમજવામાં તમારી મદદ નહીં કરે બલ્કે આડે આવશે. આને સમજવા માગતા હોવ તો તમારા અગાઉથી બાંધેલાં અનુમાનોને મગજમાંથી કાઢીને આની આશ્ચર્યકારક વિશેષતાઓની ઓળખ મેળવી લો.

---

આના અનુસંધાનમાં સૌ પ્રથમ વાચકે કુર્આનના મૂળથી વાકેફ થવું જોઈએ. તે ભલે આની ઉપર ઈમાન લાવે કે ન લાવે, પરંતુ આ પુસ્તકને સમજવા માટે તેણે આરંભબિંદુ તરીકે તેના એ જ મૂળનો સ્વીકા કરવો પડશે જે ખુદ એ હસ્તી તેમજ તેના પ્રસ્તુતકર્તા (એટલે કે મુહમ્મદ સ.અ.વ.)એ દર્શાવ્યો છે. આ તે આ પ્રમાણે છે :

૧. જગતના માલિક કે જે સમસ્ત જગતનો સર્જનહાર અને હાકેમ છે, તેણે તેના અસીમ સમ્રાજ્યના આ ભાગમાં, કે જેને પૃથ્વી કહેવામાં આવે છે, માનવીને પેદા કર્યો. તેને જાણવા, વિચારવા અને સમજવાની શક્તિઓ એનાયત કરી. ભલા-બૂરાનો ભેદ સમજાવ્યો. પસંદગી અને ઈરાદાની સ્વતંત્રતા બક્ષી, ભોગવટાના અધિકારો આપ્યાં અને થોડી-ઘણી સ્વાયત્તતા (Autonomy) આપીને તેને પૃથ્વી ઉપર તેનો ખલીફા નાયબ (Vicegerent) બનાવ્યો.

૨. આ હોદ્દા ઉપર મનુષ્યને નીમતી વખતે જગતના માલિકે સારી રીતે તેના કાન ખોલીને આ વાત સમજાવી દીધી હતી કે તમારો અને તમામ જગતનો માલિક, ખુદા અને હાકેમ હું છું. મારા આ સામ્રાજ્યમાં ન તો તમે સ્વાયત્ત છો, ન તો બીજા કોઈના બંદા છો, અને ન તો મારા સિવાય કોઈ તમારી ઇબાદત-પૂજા અને

બંદગીનો હક્કદાર છે. દુનિયાનું આ જીવન, જેમાં તમને હું અધિકારો આપીને મોકલી રહ્યો છું, વાસ્તવમાં તમારા માટે એક પરીક્ષાનો ગાળો છે, જેના પછી તમારે મારી પાસે પાછા આવવું પડશે અને હું તમારા કામકાજની તપાસણી કરીને ફેંસલો કરીશ કે તમારામાંથી કોણ મારી પરીક્ષામાં સફળ થયો છે અને કોણ નિષ્ફળ રહ્યો છે. તમારા માટે સાચું વર્તન અને વલણ આ છે કે, મને તમારો એકમાત્ર ખુદા અને હાકેમ સ્વીકારો. જે આદેશો હું મોકલું તે પ્રમાણે દુનિયામાં કામ કરો, અને દુનિયાને પરીક્ષાસ્થળ માનીને આ સભાનતા સાથે જીવન પસાર કરો કે તમારો મૂળ ધ્યેય મારા આખરી ફેંસલામાં સફળ થવાનો છે. આનાથી ઊલટું, તમારા માટે એ દરેક વલણ ખોટું છે જે આના કરતાં અલગ હોય. જો પહેલું વલણ અપનાવશો (જેને અપનાવવા માટે તમે મુક્ત છો) તો તમને દુનિયામાં સુખ-શાંતિ મળશે અને જ્યારે મારી પાસે પાછા આવશો ત્યારે હું તમને શાશ્વત આરામ અને ખુશીનું એ ઘર આપીશ જેનું નામ જન્નત છે. અને જો બીજા કોઈ વલણ ઉપર ચાલશો (જેની ઉપર ચાલવા માટે પણ તમને આઝાદી છે) તો દુનિયામાં તમને ઝઘડાં-ફસાદ અને અશાંતિનો સ્વાદ ચાખવો પડશે અને દુનિયામાંથી પસાર થઈને આખિરતની દુનિયામાં જ્યારે આવશે ત્યારે અનંત દુખ અને મુસીબતના એ ખાડામાં ફેંકી દેવામાં આવશો જેનું નામ દોજખ છે.

૩. આ સમજાવીને જગતના માલિકે માનવજાતિને પૃથ્વી ઉપર ઠેકાણું આપ્યું અને આ જાતિના સૌ પ્રથમ માણસો (આદમ અ.સ. અને હવ્વા અ.સ.)ને માર્ગદર્શન પણ આપ્યું જે પ્રમાણે તેમણે અને તેમની સંતાને ધરતી ઉપર કામ કરવાનું હતું. આ સૌ પ્રથમ મનુષ્ય અજ્ઞાન અને અંધારાની હાલતમાં જન્મ્યા ન હતાં બલ્કે ખુદાએ ધરતી ઉપર તેમના જીવનનો આરંભ પૂર્ણ ઉજાસમાં કર્યો હતો. તેઓ હકીકતથી વાકેફ હતાં, તેમને તેમના જીવનનો કાનૂન જણાવી દેવામાં આવ્યો હતો, તેમની જીવનની રીત ખુદાનું અનુસરણ એટલે કે (ઇસ્લામ) હતી, અને તેઓ તેમની સંતાનને આ જ વાત શીખવાડીને ગયાં કે તે ખુદાના આજ્ઞાકારી (મુસ્લિમ) થઈને રહે. પરંતુ પછીના સૈકાઓમાં ધીમે ધીમે માનવી આ સાચી જીવનપદ્ધતિ (દીન)થી વિચલિત થઈ ગયો અને લોકો જુદા જુદા પ્રકારના ખોટાં માર્ગોની તરફ નીકળી પડયાં. તેમણે ગફલતમાં પડી જઈને આને પણ ખોઈ નાખ્યો અને શરારતો કરીને તેને વિકૃત પણ બનાવી દીધો. તેમણે ખુદાની સાથે ધરતી અને આકાશની જુદી જુદી માનવીય તેમજ બિન-માનવીય, કાલ્પનિક અને જડ એવી ભૌતિક હસ્તીઓને ખુદાઈમાં ભાગીદાર બનાવી દીધી. તેમણે ખુદાએ આપેલા સત્યજ્ઞાન ( العلم )માં જાત જાતની અંધશ્રદ્ધાઓ, વિચારધારાઓ અને ફિલોસોફીઓનું મિશ્રણ કરીને અસંખ્ય સંપ્રદાયો ઊભા કરી લીધાં. તેમણે ખુદાના નક્કી કરેલા ન્યાયયુક્ત નીતિમત્તાના સિદ્ધાંત અને સભ્યતા (શરીઅત) છોડીને અથવા બગાડીને પોતાના મનની મરજી અને પોતાના પૂર્વગ્રહો પ્રમાણે એવા જીવનના કાયદા ઉપજાવી કાઢયાં જેના કારણે ખુદાની ધરતી અન્યાયથી ભરાઈ ગઈ.

૪. ખુદાએ જે મર્યાદિત સ્વાયત્તતા મનુષ્યને આપી હતી તેની સાથે આ વાત અનુકુળ બેસતી ન હતી કે તે તેના સર્જનાત્મક હસ્તક્ષેપ દ્વારા આ બગડેલા માનવીને બળજબરીપૂર્વક સાચા વલણ તરફ ફેરવી દે. અને તેણે દુનિયામાં કામ કરવા માટે જે મહેતલ આ જાતિ માટે તેમજ તેમની જુદી જુદી કોમો માટે નક્કી કરી હતી તેની સાથે આ વાત પણ સાનુકૂળ ન હતી કે આ બગાવત ઊભી થતાં જ તે મનુષ્યોનો નાશ કરી દે. પછી જે કામ સર્જનના આરંભથી તેણે પોતાના શિરે લીધું હતું તે આ હતું કે માનવીની સ્વાયત્તતાને જાળવી રાખીને તેની કામગીરીની મહેતલ દરમ્યાન તેના માર્ગદર્શન માટે વ્યવસ્થા કરતો રહેશે. આમ, તેણે પોતે લીધેલી આ જવાબદારીને અદા કરવા માટે તેણે મનુષ્યોમાંથી એવા માણસોનો ઉપયોગ કરવાનું શરૂ કરી દીધું જે તેની ઉપર ઈમાન ધરાવનાર અને તેની પ્રસન્નતાને અનૂસરનાર હતાં. તેણે તેમને પોતાના પ્રતિનિધિ બનાવ્યાં. તેના સંદેશા તેમની પાસે મોકલ્યાં. તેમને સત્યજ્ઞાન પુરૂં પાડ્યું. તેમને સાચો જીવનનો કાનૂન એનાયત કર્યો, અને તેમને આ કામ માટે નીમ્યાં કે આદમની ઓલાદને એ જ સીધા માર્ગ તરફ પાછા ફરવાનો સંદેશ આપો જેનાથી તેઓ ચલિત થઈ ગયા હતાં.

૫. આ પયગમ્બરો જુદી જુદી પ્રજાઓ અને દેશોમાં આવતા રહ્યાં. હજારો વરસ સુધી તેમના આગમનની શ્રૃંખલા ચાલતી રહી. હજારોની સખ્યાંમાં તેઓ આવ્યાં, એ તમામનો એક જ દીન હતો, એટલે કે એ સાચો માર્ગ જે પહેલા જ દિવસથી માનવીને દેખાડી દેવામાં આવ્યો હતો. તેઓ બધા જ માર્ગદર્શનને અનૂસરનારા હતાં, એટલે કે નીત્તિમત્તા અને સંસ્કૃતિના એ અનાદિ અને શાશ્વત નિયમો, જે આરંભથી જ માનવીના માટે તૈયાર કરી રાખવામાં આવ્યા હતાં અને તે બધા નું એક જ કામ હતું, એટલે કે આ દીન અને આ માર્ગદર્શન તરફ તેમના જાતિબંધુઓને બોલાવે, પછી જે લોકો આ સંદેશનો સ્વીકાર કરી લે તેમને સંગઠિત કરીને એક એવી કોમ-ઉમ્મત રચે જે પોતે અલ્લાહના કાનૂનનો અમલ કરનારી હોય અને દુનિયામાં ખુદાઈકાનૂનના આજ્ઞાપાલનની સ્થાપના કરવા માટે તેમજ આ કાનૂનના ઉલ્લંઘનને રોકવા માટે પ્રયત્નશીલ રહે. આ પયગમ્બરોએ પોતપોતાના સમયમાં તેમના આ કામને ખૂબીપૂર્વક પૂર્ણ કર્યું, પરંતુ હંમેશાં એમ જ થતું રહ્યું કે મનુષ્યોની એક મોટી સંખ્યા તેમના સંદેશને સ્વીકારવા માટે તૈયાર જ ન થઈ, અને જેમણે તેને સ્વીકારીને ઉમ્મતેમુસ્લિમહની હેસિયત ધારણ કરી, તેઓ ધીમે બગડતા ગયાં, એટલે સુધી કે એમાનામાંથી કેટલીક ઉમ્મતો અલ્લાહના માર્ગદર્શનને સાવ જ ખોઈ બેઠી, અને કેટલીકે અલ્લાહના ફરમાનોને તેમના ફેરફારો અને મિશ્રણો વડે વિકૃત બનાવી દીધાં.

૬. છેવટે જગતના માલિકે અરબસ્તાનની ધરતી ઉપર મુહમ્મદ સ.અ.વ.ને એ જ કામ માટે ઊઠાવ્યાં જેના માટે પુરોગામી નબીઓ આવતા રહેતા હતાં. તેમના સંબોધિતો સામાન્ય લોકો પણ હતાં અને અગાઉના નબીઓના બગડી ગયેલાં અનુયાયીઓ પણ. તમામને સાચા માર્ગની તરફ બોલાવવા, તમામને નવેસરથી

ખુદાનું માર્ગદર્શન પહોંચાડી દેવું અને આ સંદેશ તથા માર્ગદર્શનને જે સ્વીકારે તેમને એક એવી ઉમ્મત-સમુદાય બનાવી દેવાનું કામ એમનું હતું જે એક તરફ તેમનાં પોતાના જીવનનની વ્યવસ્થા ખુદાના માર્ગદર્શન પ્રમાણે સ્થાપે અને બીજી તરફ દુનિયાની સુધારણા માટે ભારે પરિશ્રમ કરે — આ જ સંદેશ અને માર્ગદર્શનનું પુસ્તક આ કુર્આન છે જે અલ્લાહે મુહમ્મદ સ.અ.વ. ઉપર ઊતાર્યું.

---

કુર્આનની આ મૂળભુત હકીકત જાણી લીધા પછી વાચકો માટે આ સમજવાનું સરળ થઈ જાય છે કે આ પુસ્તકોનો વિષય શું છે, તેનો કેન્દ્રીય વિષય શું છે, અને તેના હેતુ શું છે.

તેનો موضوع વિષય માનવી છે એ દ્રષ્ટિએ કે વાસ્તવમાં તેની સર્વસ્વીકૃત સફળતા તથા નુકસાન કઈ વસ્તુમાં છે.

તેનો કેન્દ્રીય વિષય مرکزی مضمون આ છે કે બાહ્યદ્રષ્ટિ રાખવી, અથવા અનુમાન કરવા, અથવા ઈચ્છાઓની ગુલામી કરવી કે જેમના કારણે માનવીએ ખુદા, જગતનું વ્યવસ્થાતંત્ર, પોતાની હસ્તી અને પોતાના દુનિયાના જીવન વિષે જે વિચારસરણીઓ સ્થાપ્યાં છે, અને એ વિચારસરણીઓના આધારે જે માર્ગ અપનાવી લીધાં છે તે તમામ સર્વસ્વીકૃત હકીકતોની દ્રષ્ટિએ ખોટાં અને પરિણામની દ્રષ્ટિએ ખુદ મનુષ્યના માટે જ વિનાશક છે. હકીકત એ છે જે મનુષ્યને ખલીફા બનાવતી વખતે ખુદાએ જણાવી દીધી હતી, અને આ હકીકતની દ્રષ્ટિએ મનુષ્ય માટે એ જ માર્ગ સાચો અને સારૂં પરિણામ આપનાર છે જેને આગળના પાનામાં અમે ''સાચું વલણ'' ના નામથી જણાવી ગયાં છીએ.

તેનો مدعا હેતુ મનુષ્યને એ સાચા વલણની તરફ બોલાવવાનો અને અલ્લાહના એ માર્ગદર્શનને સ્પષ્ટતાપૂર્વક રજુ કરવાનો છે જેને માનવી તેની બેદરકારીના કારણે ખોઈ રહ્યો છે અને તેના દુષ્કૃત્યો વડે વિકૃત બનાવી રહ્યો છે.

આ ત્રણ બુનિયાદી વાતોને મગજમાં રાખીને કોઈપણ માણસ કુર્આનને જુએ તો તેને સ્પષ્ટપણે દેખાશે કે આ પુસ્તક તેના વિષય, તેના હેતુ અને કેન્દ્રીય વિષયથી રજમાત્ર પણ ચલિત થયું નથી. આરંભથી માંડીને અંત સુધી તેના વિવિધ પ્રકારના વિષયો તેના કેન્દ્રીય વિષયની સાથે એવી રીતે જોડાયેલાં છે કે જાણે એક માળાના નાના-મોટા રંગબેરંગી મોતી માળાની દોરીમાં જોડાયેલાં હોય છે. તે ધરતી અને આકાશની રચના ઉપર મનુષ્યના જન્મ ઉપર સૃષ્ટિની નિશાનીઓના અવલોકન ઉપર તેમજ પુરોગામી પ્રજાઓના કિસ્સા અંગે ચર્ચા કરે છે, જુદી જુદી કોમોની શ્રદ્ધાઓ અને નીતિમત્તા તેમજ કાર્યોની આલોચના કરે છે, ભૌતિક જગતથી પર વાતોના

સવાલોની સમજુતી આપે છે, અને બીજી અનેક વસ્તુઓનો પણ ઉલ્લેખ કરે છે, પરંતુ એટલા માટે નથી કરતું કે તેણે ભૌતિક જગત અથવા ઇતિહાસ અથવા તત્ત્વજ્ઞાન અથવા બીજી કોઈ કળાનું શિક્ષણ આપવું છે, બલ્કે એટલા માટે કે તેણે સર્વસ્વીકૃત હકીકતો વિષે માનવીની ગેરસમજો દૂર કરવી છે, મૂળ હકીકત લોકોને સમજાવવી છે, હકીકત વિરૂદ્ધ વલણના મિથ્યા અને દુષ્પરિણામની વાત સ્પષ્ટ કરવી છે, અને એ વલણ તરફ બોલાવવા છે કે જે હકીકતને અનુરૂપ અને સારૂં પરિણામ લાવનાર છે. આ જ કારણ છે કે તે દરેક વસ્તુનો ઉલ્લેખ માત્ર એટલી હદ સુધી જ, તેમજ એ જ શૈલીમાં કરે છે, જે તેના હેતુ માટે જરૂરી છે, હંમેશાં એ વસ્તુઓનો ઉલ્લેખ જરૂરિયાત પ્રમાણે કર્યા પછી અસંબદ્ધ વસ્તુઓને છોડીને, તેના હેતુ અને કેન્દ્રીય વિષય તરફ વળે છે, અને તેનું સમસ્ત વર્ણન અત્યંત સમાનતાપૂર્વક ‘‘સંદેશ’’ ની ધરી ઉપર ફરતું રહે છે.

---

પરંતુ કુર્આનની વર્ણનશૈલી તથા તેનું સંપાદન, અને તેના ઘણાં વિષયોને માણસ ત્યાં સુધી સારી રીતે સમજી શકતો નથી જ્યાં સુધી તે તેના ઉતરાણ વખતની પરિસ્થિતિને પણ સારી રીતે સમજી ન લે.

આ કુર્આન એવું પુસ્તક નથી કે અલ્લાહ તઆલાએ એકીસાથે તેને લખીને મુહમ્મદ સ.અ.વ.ને આપી દીધું હોય અને કહી દીધું હોય કે આને પ્રસિદ્ધ કરીને લોકોને જીવનના એક ખાસ વલણ તરફ બોલાવે. આ ઉપરાંત, આ એવું પુસ્તક પણ નથી કે તેમાં ન્યાયી ઢબે પુસ્તકના વિષય અને કેન્દ્રીય વિષય અંગે ચર્ચા કરવામાં આવી હોય. આ જ કારણ છે કે, આમાં ન તો લખાણનો ક્રમ જોવા મળે છે, ન તો પુસ્તકની શૈલી. હકીકતમાં આ એવું પુસ્તક છે કે, અલ્લાહતઆલાએ અરબસ્તાનના શહેર મક્કામાં તેના એક બંદાને પયગમ્બરીના કામ માટે પસંદ કર્યો અને તેને આદેશ આપ્યો કે, તારા શહેર અને તારા કબીલા (કુરૈશ) થી સંદેશનો આરંભ કરે. આ કામ શરૂ કરવા માટે આરંભમાં જે માર્ગદર્શનની જરૂર હતી માત્ર એ જ આપવામાં આવ્યું અને એ મોટા ભાગે ત્રણ વિષયો અંગે હતું :

એક, પયગમ્બરને એ વાતની તાલીમ કે તે પોતે પોતાની જાતને આ ભવ્ય કામ માટે કેવી રીતે તૈયાર કરે અને કઈ ઢબે કામ કરે.

બીજું, સર્વસ્વીકૃત હકીકત વિષે જે આરંભિક જાણકારી અને હકીકત વિષે એ ગેરસમજોનું ટૂંકાણમાં ખંડન અને રદ્દીકરણ જે આસપાસના ઇલાકાઓમાં જોવા મળતી હતી, જેના કારણે તેમનું વલણ ખોટું થઈ રહ્યું હતું.

ત્રીજું, સાચા વલણ તરફ બોલાવવા અને અલ્લાહના માર્ગદર્શનના એ બુનિયાદી નૈતિક મુલ્યોનું વર્ણન જેની ઉપર અમલ કરવામાં મનુષ્ય માટે સફળતા અને સદ્ભાગ્ય છે.

આરંભના આ સંદેશા ઉપદેશની શરૂઆતના સંદર્ભમાં કેટલાક નાના-નાના ટૂંકા વચનો ધરાવતા હતાં જેમની ભાષા ખૂબ જ સરળ અને સ્પષ્ટ, અત્યંત મધુર, બેહદ અસરકારક અને સંબોધિત કોમની પ્રકૃતિને અનુરૂપ, ઉત્તમ સાહિત્યનો રંગ ધરાવતા હતાં કે જેથી આ વચનો તીરની જેમ હૃદય સોંસરા ઊતરી જાય, કાન આપોઆપ આકર્ષિત થાય, અને જીભો તેમની સુંદરતાના પ્રમાણના કારણે સહસા તેમને દોહરાવવા લાગે. બીજું, આમાં સ્થાનિક રંગ મોટા પ્રમાણમાં હતું, જો કે વાત તો આંતર્રાષ્ટ્રીય સત્યોની કરવામાં આવી રહી હતી. પરંતુ દલીલો અને પુરાવા તેમજ ઉદાહરણો એ સૌથી નજીકના વાતાવરણમાંથી લેવામાં આવ્યા હતાં જેનાથી સંબોધિત લોકો સારી રીતે પરિચિત હતાં. એમનો જ ઈતિહાસ, એમની જ રિવાયતો, એમનાં જ રોજીંદા અનુભવમાં આવતી નિશાનીઓ અને એમનાં જ અકીદા અને નૈતિકતા તેમજ એમની સામાજિક બૂરાઈઓ ઉપર તમામ ચર્ચા હતી કે જેથી તેમાંથી તેઓ પ્રભાવ ગ્રહણ કરી શકે.

સંદેશ પહોંચાડવાનો આ આરંભિક તબક્કો લગભગ ચાર-પાંચ વરસ સુધી ચાલ્યો અને આ તબક્કામાં નબી સ.અ.વ.ના સંદેશ પ્રસારના કામનો પ્રતિભાવ ત્રણ રીતે પ્રગટ થયો.

(૧) કેટલાક સદવૃત્તિ ધરાવતા લોકો આ સંદેશને સ્વીકારીને ઉમ્મતેમુસ્લિમા બનવા માટે તૈયાર થઈ ગયાં.

(૨) એક મોટી સંખ્યા અજ્ઞાન અથવા સ્વાર્થ અથવા બાપદાદાની પરંપરાઓના મોહના કારણે વિરોધ કરવા માટે તૈયાર થઈ લઈ.

(૩) મક્કા અને કુરૈશની સીમાઓમાંથી નીકળીને આ નવો સંદેશનો અવાજ પ્રમાણમાં વધુ વિશાળ વિસ્તારમાં પહોંચવા લાગ્યો.

---

અહીંથી સંદેશપ્રસારનો બીજો તબક્કો શરૂ થાય છે. આ તબક્કામાં ઈસ્લામનું આંદોલન અને જૂની જહાલત વચ્ચે એક જીવ સટોસટનો સંઘર્ષ ઉદ્ભવ્યો જેનો સિલસિલો આઠ-નવ વરસ સુધી ચાલતો રહ્યો. માત્ર મક્કામાં જ નહીં બલ્કે કુરૈશના કબીલામાં પણ, અને અરબસ્તાનના મોટાભાગના ભાગોમાં પણ, જ્યારે લોકો જૂની જહાલતને કાયમ રાખવા માગતા હતાં, તેઓ આ આંદોલનને બળપૂર્વક કચડી નાખવા માટે તૈયાર થઈ ગયાં. તેમણે આનો દબાવવા માટે બધા જ હથિયાર અજમાવી નાખ્યાં. મિથ્યા પ્રચાર કર્યો, આક્ષેપો અને શંકાઓ તેમજ વાંધાંનો ધોધ વહેવડાવી દીધો, આમ લોકોના દિલોમાં જાત જાતની ઉશ્કેરણીઓ નાખી, નાવાકેફ લોકોને નબી સ.અ.વ.ની વાત સાંભળવાથી રોકવા માટેના પ્રયત્નો કર્યા, ઈસ્લામ કબૂલ કરનારા લોકો ઉપર

અત્યંત પાશવી જોરજુલમ કર્યાં, તેમનો સામાજિક અને આર્થિક બહિષ્કાર કર્યો, અને તેમને એટલા સતાવ્યાં કે તેમનામાંથી પણ ઘણા લોકો બે વખત ઘરબાર છોડીને હબશની તરફ હિજરત કરવા માટે મજબૂર થઈ ગયાં અને છેવટે ત્રીજી વખતે, તેમને બધાને મદીનાની તરફ હિજરત કરવી પડી. પરંતુ આ ઉગ્ર અને રોજ-બરોજ વધી રહેલી અડચણો છતાં આ આંદોલન ફેલાતું ગયું, મક્કામાં કોઈ પરિવાર અને કોઈ ઘર એવું બાકી રહ્યું નહીં જેના કોઈને કોઈ માણસે ઈસ્લામનો સ્વીકાર કરી લીધો ન હોય. ઈસ્લામના મોટાભાગના વિરોધીઓની દુશ્મનાવટમાં ઉગ્રતા અને કડવાશનું કારણ આ જ હતું કે તેમના પોતાના ભાઈ, ભત્રિજાં, દીકરા, દીકરીઓ, બહેનો અને બનેવીઓ ઈસ્લામના અનુયાયી જ ન બની ગયાં બલ્કે જીવ કુરબાન કરી દેનાર હિમાયતીઓ બની ગયા હતાં અને તેમના પોતાના વહાલા પુત્રો જ તેમની સામે લડવા માટે તૈયાર હતાં. આ ઉપરાંત, મઝાની વાત તો આ છે કે જે લોકો જૂની જહાલતમાંથી ખરી ખરીને આ નવોદિત આંદોલનની તરફ આવી રહ્યા હતાં તેઓ પહેલાં પણ તેમના સમાજમાં ઉત્તમ લોકો માનવામાં આવતા હતાં, અને આ આંદોલન સાથે જોડાયા પછી તેઓ એવા સદાચારી, એવા સત્યનિષ્ઠ અને એવા શુદ્ધચરિત્ર માણસો બની જતા હતાં કે દુનિયા એ સંદેશની સર્વોપરિતાને અનુભવ્યા વિના રહી શકતી ન હતી જે એવા લોકોને પોતાના ભણી ખેંચી રહ્યું હતું અને તેમને આ કક્ષાના બનાવી રહ્યું હતું.

આ લાંબા અને ઉગ્ર ઘર્ષણના ગાળામાં અલ્લાહતઆલા જરૂર પ્રમાણે તેના નબી ઉપર એવાં જુસ્સાથી ભરપુર પ્રવચનો ઉતારતો રહ્યો કે જેમાં નદીનો પ્રવાહ, પૂરની શક્તિ અને વેગવાન આગની અસરકારકતા હતી. એ પ્રવચનોમાં એક તરફ ઈમાનવાળાઓને તેમની પ્રાથમિક ફરજો જણાવવામાં આવી, તેમની અંદર સામાજિક જાગૃતિ પેદા કરવામાં આવી, તેમને સંયમ તથા નૈતિકતાની શ્રેષ્ઠતા તથા શુદ્ધ ચારિત્ર્યનું શિક્ષણ આપવામાં આવ્યું, તેમને દીનના પ્રચારની રીતો જણાવવામાં આવી, સફળતાના વાયદા અને જન્નતના શુભસમાચારો વડે તેમને હિંમત આપવામાં આવી, તેમને ધીરજ અને મક્કમતા તથા સાહસની સાથે અલ્લાહના માર્ગમાં સર્વ પ્રયત્નો કરી છૂટવા માટે પ્રોત્સાહિત કરવામાં આવ્યાં, અને બલિદાનની ભાવનાનો એવો જબરજસ્ત જુસ્સો તથા જોશ તેમની અંદર પેદા કરવામાં આવ્યો કે તેઓ દરેક મુસીબતને સહન કરી લેવા માટે તેમજ વિરોધના ભારેમાં ભારે તોફાનનો મુકાબલો કરવા માટે તૈયાર થઈ ગયાં. બીજી તરફ, વિરોધીઓ, અને સીધા માર્ગથી વિમુખ થનારા, અને ગફલતની નિંદરમાં સૂનારા લોકોને એ કોમોના પરિણામો વડે ડરાવવામાં આવ્યાં જેમના ઈતિહાસથી તેઓ ખુદ વાકેફ હતાં, તેમની વિનાશ પામેલી વસ્તીઓના અવશેષો વડે બોધપાઠ આપવામાં આવ્યો જેના ખંડેરો તેઓ તેમના પ્રવાસો દરમ્યાન પસાર થતા હતાં, તૌહીદ અને આખિરતની દલીલો તેમની ખુલ્લી નિશાનીઓ વડે આપવામાં આવી જે રાત-દિવસ તથા ધરતી અને આકાશમાં તેમની

આંખોની સામે દેખાતી હતી અને જેમને તે પોતે તેમના જીવનમાં પણ દરેક ઠેકાણે જોતા અને અનુભવતા હતાં, શિર્ક અને સ્વાયત્તતાનો દાવો અને આખિરતના ઈનકાર તેમજ બાપદાદાની પરંપરાઓનુ અનુસરણ કરવાની ભૂલો એવી ખુલ્લી દલીલો વડે દર્શાવવામાં આવી કે જે મન ઉપર અસર કરનાર અને મગજમાં બેસી જનાર હતી. બીજું, તેમની એકેએક શંકાનું નિવારણ કરવામાં આવ્યું, એકેએક વાંધાનો તાર્કિક જવાબ આપવામાં આવ્યો, એકેએક મુંઝવણ કે જેમાં તેઓ મુકાયેલા હતાં અથવા બીજા લોકો તેમને નાખવાનો પ્રયાસ કરતા હતાં, દૂર કરવામાં આવી, અને ચારેબાજુથી ઘેરીને જહાલતને એવી જકડી લીધી કે બુદ્ધિની દુનિયામાં તેને ઊભા રહેવાની કોઈ જગ્યા રહી નહીં. આની સાથે જ તેમને ખુદાના પ્રકોપ અને કયામતની ભયાનકતાઓ તથા જહન્નમની પીડા-યાતનાથી ડરાવવામાં આવ્યાં, તેમના દુર્ગુણો, અને ખોટી જીવનપદ્ધતિ, જહાલતના રીતરિવાજ અને સત્યની દુશ્મની તથા મુસલમાનોને તકલીફો આપવા બદલ ઠપકો આપવામાં આવ્યો, અને નૈતિકતા તથા સભ્યતાના એ મુખ્ય-મુખ્ય બુનિયાદી સિદ્ધાંતો તેની સામે પ્રસ્તુત કરવામાં આવ્યાં જેમની ઉપર હંમેશથી ખુદાની પસંદગી પામેલી સદાચારી સભ્યતાઓની રચના થતી આવતી હતી.

આ તબક્કો પોતે જ જુદી જુદી મજલોનો બનેલો હતો જેમાંથી દરેક મજલમાં સંદેશ ફેલાવવાનું કામ ફેલાતું ગયું, સંઘર્ષ અને પરિશ્રમ તેમજ અડચણો વધારે મોટી થતી ગઈ, જુદા જુદા અકીદાઓ અને જીવનની રીતો ધરાવતા સમુદાયોનો સામનો થતો ગયો, અને એ જ પ્રમાણે અલ્લાહ તરફથી આવતા સંદેશામાં વિષયોની વિવિધતા પણ વધતી ગઈ —— આ છે કુર્આનમજીદની મક્કામાં ઉતરેલી સૂરઃઓની પૃષ્ઠભૂમિ.

---

મક્કાના આ આંદોલનને તેની કામગીરી બજાવતાં તેર વરસ વીતી ગયા હતાં ત્યાં એકાએક મદીનામાં તેને એક એવું મથક મળી ગયું જ્યાં તેના અનુયાયીઓને સમેટીને એક જગ્યાએ ભેગા કરવાનું શક્ય બની ગયું. આમ, નબી સલ્લાલ્લાહુ અલૈહિ વસલ્લમ અને મોટાભાગના ઈસ્લામના અનુયાયીઓ હિજરત કરીને મદીના પહોંચી ગયાં. આવી રીતે આ સંદેશ પહોંચાડવાનું મિશન ત્રીજા તબક્કામાં પ્રવેશી ગયું.

આ તબક્કામાં પરિસ્થિતિનું ચિત્ર સાવ બદલાઈ ગયું. ઉમ્મતે મુસ્લિમહ એક વિધિસરનું રાજ્ય સ્થાપવામાં સફળ ગઈ ગઈ. જૂની જહાલતના ધ્વજધારીઓ સામે સશસ્ત્ર મુકાબલો શરૂ થયો. પુરોગામી નબીઓની ઉમ્મતો (યહૂદી અને ખ્રિસ્તી)નો સામનો કરવાનો આવ્યો. ખુદ ઉમ્મતે મુસ્લિમહની આંતરિક વ્યવસ્થામાં જાત જાતના દંભીઓ ઘૂસી આવ્યાં અને તેમને પણ જેર કરવા પડયાં. અને દસ વરસના ઉગ્ર સંઘર્ષમાંથી પસાર થઈને છેવટે આ આંદોલન સફળતાના એ મુકામે પહોંચ્યું કે સમસ્ત અરબસ્તાન તેમના તાબે

થઈ ગયું અને આંતર્રાષ્ટ્રીય સંદેશ અને સુધારણાના દ્વાર તેની સમક્ષ ખુલી ગયાં. આ તબક્કાના પણ વિવિધ મુકામો હતાં અને દરેક મુકામમાં આ આંદોલનની ખાસ જરૂરિયાતો હતી. આ જરૂરિયાતો પ્રમાણે અલ્લાહતઆલા તરફથી એવાં પ્રવચનો નબી સ.અ.વ. ઉપર ઉતરતા રહ્યાં જેમની શૈલી ક્યારેક અગ્નિપ્રવચનની, કયારેક શાહી હુકમોની, કયારે વિદ્વત્તાપુર્ણ શિક્ષણની, અને કયારેક સુધારક સમજાવટની હતી. તેમાં જણાવવામાં આવ્યું કે, સમુદાય અને રાજ્ય તેમજ સદાચારી નાગરિકતાની રચના કેવી રીતે કરવામાં આવે, જીવનના વિવિધ ક્ષેત્રોને કયા નિયમોના આધારે સ્થાપવામાં આવે, દંભીઓ સાથે કેવો વ્યવહાર કરવામાં આવે, ગ્રંથવાળા સાથેના સંબંધો કયા પ્રકારના હોય, યુદ્ધે ચઢેલા શત્રુઓ અને સંધિથી બંધાયેલી કોમોની સાથે કેવો વ્યવહાર કરવામાં આવે, અને સંગઠિત મુસલમાનોનું આ જૂથ દુનિયામાં જગતના માલિકના નાયબપદાની ફરજો અદા કરવા માટે પોતાને કઈ રીતે તૈયાર કરે. આ પ્રવચનોમાં એક તરફ મુસલમાનોને શિક્ષણ અને કેળવણી આપવામાં આવતી હતી, તેમની કમજોરીઓ સામે ચેતવણી આપવામાં આવતી હતી, તેમને ખુદાની રાહમાં જાનમાલ વડે જિહાદ કરવાં માટે પ્રોત્સાહિત કરવામાં આવતા હતાં, તેમને વિજય અને પરાજય, મુસીબત અને આરામ, સુખાકારી અને તંગી, શાંતિ અને ખતરો, આમ દરેક પરિસ્થિતિમાં તેને અનુરૂપ નૈતિક મુલ્યોના પાઠ શીખવાડવામાં આવતા હતાં અને તેમને એવી રીતે તૈયાર કરવામાં આવતા હતાં કે તેઓ નબી સ.અ.વ. પછી આપના ઉત્તરાધિકારી બનીને આ સંદેશના પ્રસાર અને સુધારણાની કામગીરી બજાવી શકે. બીજી તરફ, એ લોકોને, કે જે ઈમાનના વર્તુળની બહાર હતાં, ગ્રંથવાળા, દંભીઓ, કાફિરો અને મુશ્રિકો, બધાંયને, તેમની અલગ અલગ સ્થિતિઓ વડે સમજાવવાનો, નરમાશ સાથે સંદેશ પહોંચાડવાનો, સખતાઈપૂર્વક ઠપકો આપવાનો, ખુદાની સજાથી ડરાવવાનો, અને બોધદાયક કિસ્સા અને અહેવાલો વડે પદાર્થપાઠ આપવાનો પ્રયાસ કરવામાં આવતો હતો કે જેથી તેમની સામે દલીલ પૂરી થઈ જાય.

આ છે કુર્આનમજીદની મદીનામાં ઊતરેલી સૂરઃઓની પૃષ્ઠભૂમિ !

આ નિવેદન ઉપરથી આ વાત સ્પષ્ટ થઈ જાય છે કે કુર્આનમજીદ એક સંદેશ સાથે ઉતરવા માંડયું, અને એ સંદેશ તેના આરંભથી માંડીને તેની અંતિમ પૂર્ણતા સુધી, ત્રેવીસ વરસના સમયગાળામાં, જે જે તબક્કાઓ અને જે જે મુકામોમાંથી પસાર થતો રહ્યો, તેમની વિવિધ પ્રકારની જરૂરિયાતો પ્રમાણે કુર્આનના વિવિધ ભાગો ઉતરતા રહ્યાં. દેખીતું છે કે આવા પુસ્તકમાં લેખનનો એ ક્રમ ન હોઈ શકે જે ડોકટરેટની પદવી મેળવવા માટે એક મહાનિબંધ લખવામાં અપનાવવામાં આવે છે. બીજું, આ સંદેશના વિકાસ અને પ્રગતિની સાથોસાથ કુર્આનના જે નાના અને મોટા ભાગો ઉતર્યા તે પણ સામયિકોના રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવતા ન હતાં, બલ્કે પ્રવચનોના રૂપમાં વર્ણવવામાં આવતાં અને એ જ રૂપમાં ફેલાવવામાં આવતા હતાં, એટલા માટે તેમની શૈલી પણ લેખ જેવી

ન હતી બલ્કે વકતવ્યની શૈલી હતી. અને આ વકતવ્યો પણ કોઈ પ્રોફેસરના લેકચરો જેવાં નહીં બલ્કે એક સંદેશ આપનાર ઉપદેશકના વકતવ્યો જેવાં હતાં જેણે દિલ અને દિમાગ, બુદ્ધિ અને લાગણીઓ, દરેકને અપીલ કરવાની હોય છે, જેને દરેક પ્રકારની માનસિકતાઓનો સામનો કરવો પડે છે, જેણે તેના સંદેશ પ્રસાર અને પ્રચાર તેમજ સક્રીય આંદોલનના અનુસંધાનમાં અસંખ્ય જુદી જુદી પરિસ્થિતિઓમાં કામ કરવું પડે છે. શકય એ રીતે પોતાની વાત લોકોના દિલમાં ઉતારવી, માન્યતાઓની દુનિયા બદલવી, લાગણીઓના પૂર પેદા કરવાં, વિરોધનું જોર ખતમ કરવું, સાથીદારોની સુધારણા અને કેળવણી કરવી અને તેમની અંદર જુસ્સો અને મક્કમતા પેદા કરવાં, દુશ્મનોને દોસ્ત બનાવવાં, અને ઈનકાર કરનારાંને એકરાર કરનારા બનાવવાં, વિરોધીઓની દલીલ તોડવી અને તેમની નૈતિક તાકાતને નાબૂદ કરી દેવી. આમ, તેણે એ બધું જ કરવાનું હોય છે જે એક સંદેશના ધ્વજવાહકે અને આંદોલનના નાયક માટે જરૂરી છે. એટલા માટે અલ્લાહે આ કામના અનુસંધાનમાં તેના પયગમ્બરો ઉપર જે પ્રવચનો ઉતાર્યાં, તેમની વકતવ્યશૈલી એ જ હતી જે કોઈપણ સંદેશને ફેલાવવા માટે સંજોગોનો તકાદો હોય છે, તેમાં કોલેજના લેકચરો જેવી શૈલી શોધવી યોગ્ય નથી.

---

અહીં આ વાત પણ સારી રીતે સમજાઈ જાય છે કે, કુર્આનમાં વિષયોનું આટલું બધું પુનરાવર્તન શા માટે છે. કોઈ પણ સંદેશ અને સક્રીય આંદોલનનો કુદરતી તકાદો હોય છે કે તે જે સમયે જે તબક્કામાં હોય, તેમાં એ જ વાતો કહેવામાં આવે જે તે તબક્કા સાથે સંબંધ ધરાવતી હોય, અને જ્યાં સુધી સંદેશ પ્રસારનું કામ અમુક તબક્કામાં રહે ત્યાં સુધી, પછીના તબક્કાઓની વાત શરૂ કરવામાં ન આવે, બલ્કે એ જ તબક્કાની વાતોનું પુનરાવર્તન થતું રહે, ભલે તેમાં થોડા કલાક લાગે કે પછી ઘણાં વરસ વીતી જાય. બીજું, એ એક જ પ્રકારની વાતોનું પુનરાવર્તન એક જ લેખ અને એક જ ઢબે કરવામાં આવતું રહે ત્યારે કાન તેમને સાંભળી સાંભળીને થાકી જાય છે અને મનમાં કંટાળો આવવા માંડે છે. એટલા માટે આ પણ જરૂરી છે કે દરેક તબકકામાં જે વાતો વારંવાર પુનરાવર્તીત કરવાની હોય તેમને દરેક વખતે નવી ઢબે, અને નવી શાન સાથે કહેવામાં આવે કે જેથી સુંદર રીતે તે દિલોમાં ઉતરી જાય અને સંદેશ પોહંચવાનું દરેક મુકામ સારી રીતે મજબૂત થતું જાય. આની સાથે આ પણ જરૂરી છે કે સંદેશનો પાયો જે અકીદા અને શ્રદ્ધાઓ તેમજ સિદ્ધાંતો ઉપર હોય તેમને પહેલા જ કદમથી છેલ્લા મુકામ સુધી કયારેય અને કોઈપણ સંજોગોમાં નજર સામેથી છુપવા ન દેવાય, બલ્કે તેમનું પુનરાવર્તન કોઈપણ સંજોગોમાં સંદેશ પ્રસારના દરેકેદરેક તબક્કામાં થતું રહે. આ જ કારણ છે કે ઇસ્લામના સંદેશ પ્રસારના એક તબક્કામાં કુર્આનની જેટલી સૂરઃઓ ઊતરી છે એ તમામમાં સામાન્ય રીતે એક જ પ્રકારના વિષયો અને વકતવ્ય

શૈલીમાં ફેરફાર દેખાય છે. પરંતુ તૌહીદ અને ખુદાઈ ગુણો, આખિરત અને તેમાં પૂછપરછ, તેમજ બદલો અને સજા, રિસાલત અને ગ્રંથ ઉપર ઈમાન, સંયમ અને ખુદા ઉપર ભરોસો, તથા આ જ પ્રકારના અન્ય વિષયોનું પુનરાવર્તન સમગ્ર કુર્આનમાં દેખાય છે કેમકે આ આંદોલનના કોઈ પણ તબક્કામાં પણ આમની તરફ બેદરકારી ચલાવી લઈ શકાય તેમ ન હતી. આ મૂળભૂત ખ્યાલો જો સહેજ પણ કમજોર થઈ જાત તો ઈસ્લામનું આ આંદોલન તેના સાચા આત્મા સાથે ચાલી શકયું ન હોત.

---

જો ધ્યાનથી જોઈએ તો આ વાત વડે જ આ સવાલ પણ ઉકેલાઈ જાય છે કે નબી સ.અ.વ.એ કુર્આનને એ ક્રમ પ્રમાણે શા માટે સંપાદિત ન કરી દીધું જે ક્રમમાં તે ઉતર્યું હતું.

ઉપર તમને જણાઈ ગયું છે કે ત્રેવીસ વરસ સુધી કુર્આનનું ઉતરાણ એ ક્રમમાં થતું રહ્યું જે ક્રમમાં સંદેશના પ્રસારનો આરંભ તથા તેનો વિકાસ થયો. હવે દેખીતું છે કે, સંદેશ પહોંચાડી દીધા પછી આ ઉતરેલા ભાગો માટે એ ક્રમ કઈ રીતે યોગ્ય અને સાચું ન હોત જો તે માત્ર સંદેશ પ્રસારના વિકાસની સાથે જ સંબંધ ધરાવતું હોત. હવે તો તેમના માટે એક નવા ક્રમની જરૂર હતી જે સંદેશના પ્રસારનું કામ પુરૂં થઈ ગયા પછી ઊભી થયેલી સ્થિતિ માટે વધારે અનુરૂપ હોય કારણ કે શરૂઆતમાં તેના પ્રથમ સંબોધિતો એ લોકો હતાં જે ઈસ્લામથી સાવ અપરિચિત હતાં, એટલા માટે એ વખતે એકદમ શરૂઆતથી શિક્ષણ અને શીખામણનો આરંભ કરવામાં આવ્યો, પરંતુ સંદેશ પૂરેપૂરૂં પહોંચાડી દીધા પછી તેના પહેલા સંબોધિત એ લોકો બની ગયાં જે આની ઉપર ઈમાન લાવીને એક ઉમ્મતેમુસ્લિમહ બની ગયા હતાં. અને એ કામને ચાલુ રાખવા માટે જવાબદાર ગણવામાં આવેલા હતાં જેને પયગમ્બરે એક વીચારધારા તથા અમલીકરણ, એમ બંને દ્રષ્ટિએ પૂર્ણ કરીને તેમને સોંપેલું હતું. હવે એ વાત ફરજિયાત થઈ ગઈ કે પહેલાં આ લોકો પોતે તેમની ફરજોથી, તેમના જીવનના નિયમોથી, અને એ ફિત્નાઓ કે જે અગાઉના પયગમ્બરોની ઉમ્મતોમાં ઉદ્દભવતા રહ્યાં છે, સારી રીતે વાકેફ થઈ જાય, પછી ઈસ્લામથી અજાણ દુનિયાની સામે ખુદાનું માર્ગદર્શન અને કિતાબ રજુ કરવા માટે આગળ આવે.

આ ઉપરાંત, કુર્આનમજીદ જે પ્રકારનુ પુસ્તક છે તેને જો કોઈ બરાબર રીતે સમજી લે તો તેની સમક્ષ આપોઆપ આ હકીકત ખુલી જશે કે, એક પ્રકારના વિષયોને એક જગ્યાએ ભેગાં કરવા આ પુસ્તકની પ્રકૃતિની સાથે મેળ ખાતું નથી. તેની પ્રકૃતિનો તકાદો આ જ છે કે તેના વાચકની સામે મદીનાના જમાનાની વાતો મક્કા-કાળની તાલીમ દરમ્યાન અને મક્કાકાળના તબક્કાની વાતો મદીનાકાળના પ્રવચનો વચ્ચે, અને આરંભની વાતોમાં અંતની શીખામણો વચ્ચે, અને અંતિમ તબક્કાની સૂચનાઓ કામ શરૂ કરવાના ઉપદેશના પાસામાં

વારંવાર આવ્યા જ કરે કે જેથી ઇસ્લામનું સમગ્ર દશ્ય તેમજ પૂર્ણ ચિત્ર તેની નજર સમક્ષ રહે અને કયારેય તે એક દિશાતરફી ન થવા પામે.

પછી જો કુર્આનને તેના ઉતરાણના ક્રમમાં સંપાદિત કરવામાં પણ આવત તો ક્રમ પછીના લોકો માટે માત્ર એ જ સ્વરૂપમાં અર્થપૂર્ણ હોઈ શકત જ્યારે કુર્આનની સાથે તેના ઉતરાણનો સંપુર્ણ ઇતિહાસ, તેમજ તેના દરેક ભાગના ઉતરાણના સંજોગોની કેફિયત, લખીને જોડી દેવામાં આવત અને તે અનિવાર્ય રીતે કુર્આનની એક પૂર્તિ બનીને રહી જાત. આ વાત એ ઉદ્દેશ્યની વિરૂદ્ધ હતી જેના માટે અલ્લાહતઆલાએ તેના કલામના આ સંગ્રહને સંપાદિત તેમજ સુરક્ષિત કરાવ્યો હતો. ત્યાં તો નજર સમક્ષ આ જ વસ્તુ હતી કે, નિર્ભેળ અલ્લાહનો કલામ કોઈ પણ બીજા કલામના મિશ્રણ કે આમે જ વિના, તેના ટૂંકા સ્વરૂપમાં, સંપાદિત થાય, કે જેને બાળકો, યુવાનો, વૃદ્ધો, સ્ત્રીઓ, પુરુષો, શહેરીજનો, ગ્રામીણ લોકો, આમ લોકો, વિદ્વાનો, બધાં જ વાંચે, દરેક જમાનામાં અને દરેક જગ્યાએ, બધી જ સ્થિતિઓમાં, વાંચે, અને દરેક બુદ્ધિ અને હોંશિયારી ધરાવતો માણસ ઓછામાં ઓછી આ વાત તો જરૂરથી જાણી લે કે, તેનો ખુદા તેની પાસેથી શું ઇચ્છે છે અને શું ઇચ્છતો નથી. દેખીતું છે કે, આ હેતુ જ માર્યો જાત જો આ અલ્લાહના કલામના સંગ્રહની સાથે એક લાંબીલચ ઇતિહાસનોંધ પણ જોડી દેવાઈ હોત અને તેનું પઠન પણ ફરજિયાત કરી દેવામાં આવ્યું હોત.

હકીકત આ છે કે, કુર્આનના હાલના સંપાદન સામે જે લોકો વાંધો ઉઠાવે છે તેઓ આ પુસ્તકના હેતુ અને ઉદ્દેશ્યથી માત્ર અજાણ જ નથી, બલ્કે કેટલાંક એવી ગેરસમજમાં પણ પડેલાં જણાય છે કે, આ પુસ્તક માત્ર ઇતિહાસશાસ્ત્ર અને સામાજિક વિજ્ઞાનના વિદ્યાર્થીઓ માટે જ ઊતર્યું છે.

---

કુર્આનના સંપાદન વિષે આ વાત પણ વાચકોને ખબર હોવી જોઈએ કે, આ સંપાદન પછીના લોકોએ કરેલું નથી બલ્કે અલ્લાહતઆલાના પોતાના હુકમ હેઠળ નબી સ.અ.વ. એ જ કુર્આનનો આવી રીતે સંપાદિત કર્યું હતું. એવો નિયમ હતો કે, જ્યારે કોઈ સૂરઃ ઉતરતી ત્યારે આપ એ જ વખતે આપના લોહિયાઓમાંથી કોઈને બોલવતાં અને તેને સાચેસાચી લખાવી દીધા પછી સૂચના આપી દેતાં કે આ સૂરઃ ફલાણી સૂરઃ પછી અને ફલાણી સૂરઃ પહેલાં રાખવામાં આવે. આવી જ રીતે, જો કુર્આનનો કોઈ એવો ભાગ ઊતરતો, જેને અલગ સૂરઃ બનાવવાનો ઈરાદો ન હોત, તો આપ સૂચના આપી દેતા હતાં કે આને ફલાણી સૂરઃ માં ફલાણી જગ્યાએ નોંધી લેવામાં આવે. પછી આ જ ક્રમમાં આપ પોતે પણ નમાઝમાં, તથા બીજા અવસરો વખતે, કુર્આનમજીદની તિલાવત કરતા હતાં અને એ જ ક્રમ પ્રમાણે સહાબાએકિરામ પણ તેને કંઠસ્થ કરી લેતા હતાં. એટલા માટે આ

પ્રમાણિત ઐતિહાસિક હકીકત છે કે, કુર્આનમજીદનું ઉતરાણ જે દિવસે સંપન્ન થયું એ જ દિવસે તેનું સંપાદન પણ થઈ ગયું. જે આનો ઉતારનાર હતો એ જ તેનો સંપાદક પણ હતો, જેના દિલ ઉપર તે ઉતારવામાં આવ્યું તેના જ હાથે તેનું સંપાદન પણ કરાવી દેવામાં આવ્યું, બીજા કોઈની મગદૂર ન હતી કે આમાં હસ્તક્ષેપ કરત.

---

કેમકે નમાઝ શરૂઆતથી જ મુસલમાનો ઉપર ફરજિયાત[1] હતી, અને કુર્આનની તિલાવતને નમાઝનું એક આવશ્યક અંગ કરાવી દેવામાં આવ્યું હતું, એટલા માટે કુર્આનના ઉતરાણની સાથે જ મુસલમાનોમાં કુર્આન કંઠસ્થ કરવાનો સિલસિલો શરૂ થઈ ગયો, અને જેમ જેમ કુર્આન ઉતરતું ગયું તેમ તેમ મુસલમાનો તેને કંઠસ્થ પણ કરતા ગયાં. આવી રીતે કુર્આનની જાળવણીનો આધાર માત્ર ખજૂરીના એ પાન અને હાડકાં અને ચર્મપત્રના એ ટૂકડા ઉપર જ ન હતો કે જેમની ઉપર નબી સ.અ.વ. આપના લહિયાઓ પાસે તેને લખાવતા રહેતા હતાં, બલ્કે તે ઉતરતાંની સાથે જ કોડીબંધ, પછી સેંકડો, પછી હજારો, પછી લાખો દિલો ઉપર અંકિત થઈ જતું હતું. અને કોઈ શૈતાન માટે એ શક્ય જ ન હતું કે તેમાં એક શબ્દનો પણ ફેરફાર કરી શકે.

નબી સ.અ.વ.ના અવસાન પછી જ્યારે અરબસ્તાનમાં ઈર્તિદાદ-ધર્મત્યાગનો ફિત્નો ઊભો થયો, અને તેને દૂર કરવા માટે સહાબીઓને ભારે રકતરંજિત લડાઈઓ કરવી પડી, ત્યારે આ લડાઈઓમાં એવા સહાબીઓની એક મોટી સંખ્યા શહાદત પામી જેમને સંપૂર્ણ કુર્આન કંઠસ્થ હતું. જાળવણીના મામલામાં માત્ર એક જ સાધન ઉપર ભરોસો કરી લેવો તે યોગ્ય નથી બલ્કે હૃદયની પાટીઓ ઉપરાંત કાગળના પાનાં ઉપર પણ તેને સુરક્ષિત કરી લેવાની વ્યવસ્થા કરવી જોઈએ. એટલા માટે આ કામની આવશ્યકતા તેમણે હઝરત અબૂબક્ર રદિ. સમક્ષ દર્શાવી અને તેમણે થોડું વિચારીને આની સાથે સહમતિ દર્શાવી અને હઝરત ઝૈદ બિન સાબિત રદિ. ને, કે જે નબી સ.અ.વ. ના લહિયા (સેક્રેટરી) રહી ચૂકેલા હતાં, આ કામ માટે નીમ્યાં. નિયમ એવો ઠરાવવામાં આવ્યો કે, એક તરફ તો એ તમામ લેખિત ભાગોને હાંસલ કરવામાં આવે જે નબી સ.અ.વ. પાછળ મૂકી ગયાં છે, બીજી તરફ સહાબીઓમાંથી જેની જેની પાસે કુર્આન અથવા તેનો કોઈ ભાગ લિખિત રૂપમાં મળે, તે તેમની પાસેથી મેળવી લેવામાં આવે.[2] અને ત્યારબાદ કુર્આનના હાફિઝોની મદદ પણ લેવામાં આવે, અને આ ત્રણેય સ્ત્રોતોની સંયુક્ત ગવાહી બાદ, પૂર્ણ ખરાઈ બદલ સંતોષ થઈ ગયા પછી, કુર્આનનો એક-એક શબ્દ પુસ્તકમાં નોંધવામાં આવે. આ પ્રસ્તાવ પ્રમાણે કુર્આનમજીદની એક પ્રમાણિત નકલ તૈયાર કરીને ઉમ્મુલમુ'મિનીન

---

૧. અહીં યાદ રહે કે પાંચ વખતની નમાઝ તો નબુવ્વતના ઘણા વરસો પછી ફરજિયાત થઈ પરંતુ નમાઝ પોતે પહેલા જ દિવસથી ફરજિયાત હતી. ઈસ્લામની કોઈ ઘડી એવી પસાર થઈ નથી જેમાં નમાઝ ફરજિયાત ન હોય.

હઝરત હફ્સા રદિ.ને ત્યાં મુકાવી દેવાઈ અને લોકોને જાહેર પરવાનગી આપી દેવાઈ કે જે કોઈ ઇચ્છે તેની નકલ બનાવે અને જે ઇચ્છે તે આની સાથે સરખાવીને તેની નકલમાં સુધારો કરી લે.

અરબસ્તાનમાં જુદા જુદા પ્રદેશોમાં અને કબીલાઓમાં બોલીઓમાં એવો જ તફાવત જોવા મળતો હતો જેવો આપણા દેશમાં વિવિધ શહેરો અને વિવિધ જિલ્લાઓની બોલીઓમાં ફરક જોવા મળે છે, જો કે ભાષા બધાની એ જ ઉર્દૂ, પંજાબી કે બંગાળી વિગેરે છે. કુર્આનમજીદ જો કે ઉતર્યું એ ભાષામાં જે મક્કામાં કુરૈશના લોકો બોલતા હતાં, પરંતુ શરૂઆતમાં આ વાતની પરવાનગી આપી દેવામાં આવી હતી કે બીજા પ્રદેશો અને કબીલાઓના લોકો પોતપોતાની લઢણ અને રૂઢિપ્રયોગ પ્રમાણે તેનો પાઠ કરી લે કારણ કે આવી રીતે અર્થમાં કોઈ ફરક પડતો ન હતો. ફકત લખાણ તેમના માટે સ્થિતિસ્થાપક થઈ જતું હતું. પરંતુ ધીમે ધીમે જ્યારે ઇસ્લામ ફેલાયો અને અરબસ્તાનના લોકોએ તેમના રણપ્રદેશમાંથી નીકળીને દુનિયાના એક મોટા ભાગને જીતી લીધો, અને બીજી પ્રજાઓના લોકો પણ ઇસ્લામના વર્તૂળમાં આવવા માંડયાં, અને મોટા પાયે અરબ અને અજમના મિશ્રણથી અરબી ભાષા પ્રભાવિત થવા માંડી ત્યારે એવો ડર ઉભો થયો કે જો હજી પણ બીજા લહેજાઓ અને રૂઢિપ્રયોગો પ્રમાણે કુર્આનનો પાઠ કરવાની પરવાનગી ચાલૂ રહી તો આનાથી જાત જાતના ફિત્ના ઉભાં થઈ જશે. દા.ત. કોઈ માણસ જો બીજા માણસને અપરિચિત રીતે અલ્લાહના કલામની તિલાવત કરતો સાંભળશે અને એમ માનીને તેની સાથે ઝઘડી પડશે કે તે જાણીબૂઝીને અલ્લાહના કલામમાં ફેરફાર કરી રહ્યો છે, અથવા તો આ શાબ્દિક વિવિધતાઓ ધીમે ધીમે વાસ્તવિક ફેરફારના દ્વાર ખોલી દેશે, અથવા તો અરબ અને અજમના મિશ્રણથી જે લોકોની ભાષા બગડશે તે તેની બગડેલી ભાષાનો કુર્આનમાં ઉપયોગ કરીને તેના વાણીસૌંદર્યને બગાડી મૂકશે. આ કારણોના લીધે હઝરત ઉસ્માન રદિ.એ સહાબીઓ સાથે મસલત કરીને એવું નક્કી કર્યું કે બધા જ ઇસ્લામી દેશોમાં ફકત એ પ્રમાણિક કુર્આનના નકલની પ્રતો પ્રસિદ્ધ કરવામાં આવે જે હઝરત અબૂબક્ર રદિ.ના હુકમથી લેખિત સ્વરૂપમાં તૈયાર કરવામાં આવી હતી, અને બાકીના બીજા બધા જ લઢણો અને રૂઢિપ્રયોગો પ્રમાણે લખવામાં આવેલાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા ઉપર પ્રતિબંધ મૂકી દેવામાં આવે.

આજે જે કુર્આન આપણા હાથોમાં છે, આ બરાબર એ જ મુસ્હફેસિદ્દીકી પ્રમાણે છે જેની નકલો હઝરત ઉસ્માન રદિ.એ સરકારી દેખરેખ હેઠળ બધી જ જગ્યાએ પહોંચાડી હતી. આજે પણ દુનિયામાં અનેક જગ્યાએ

૨. પ્રમાણિત રિવાયતો ઉપરથી જણાય છે કે નબી સ.અ.વ.ના જીવનકાળમાં સંખ્યાબંધ સહાબીઓ એ કુર્આનને અથવા તેના અલગ અલગ ભાગોને તેમની પાસે લખી રાખેલા હતાં. એટલા માટે આના માટે હઝરત ઉસ્માન રદિ., હઝરત અલી રદિ., હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિ., હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ રદિ., હઝરત સાલિમ હુઝૈફા રદિ., હઝરત ઝૈદ બિન સાબિત રદિ. હઝરત મ'આઝ બિન જબલ રદિ., હઝરત ઉબ્બૈ બિન કઅબ રદિ., અને અબૂઝૈદ કૈસ બિન અસ્સકન રદિ.ના નામોની વિગતો મળે છે.

કુર્આનની એ પ્રમાણિત નકલો મોજૂદ છે. કોઈને જો કુર્આનની સુરક્ષા અંગે રજમાત્ર પણ શંકા હોય તો તે તેનો સંતોષ એ રીતે મેળવી શકે છે કે પશ્ચિમ આફ્રિકામાં એક પુસ્તક વિક્રેતા પાસેથી કુર્આનની એક પ્રત ખરીદે, અને જાવામાં કોઈ હાફિઝ પાસે મૌખિક કુર્આન સાંભળીને તેને સરખાવી જુએ, અને પછી દુનિયાના મોટા મોટા પુસ્તકાલયોમાં હઝરત ઉસ્માન રદિ.ના સમયથી માંડીને આજ સુધી, અલગ અલગ સદીઓમાં લખાયેલાં જે કુર્આનના પુસ્તકો છે, તેમની સાથે તેને સરખાવી લે. જો કોઈ શબ્દ અથવા લીટીનો ફરક પણ જુઓ તો તેની ફરજ છે કે દુનિયાને આ સૌથી મોટી ઐતિહાસિક શોધથી વાકેફ કરે. કોઈપણ શંકાશીલ માણસ કુર્આનના મુનઝઝલ મિનલ્લાહ અંગે શંકા કરવા માગતો હોય તો કરી શકે છે પરંતુ જે કુર્આન આપણા હાથમાં છે આ, કોઈપણ કમી-જાસ્તી વિના, બરાબર એ જ કુર્આન છે જે મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે દુનિયા સમક્ષ પ્રસ્તુત કર્યું હતું. આ તો એક એવી ઐતિહાસિક સચ્ચાઈ છે જેમાં શંકાને કોઈ સ્થાન નથી. માનવઇતિહાસમાં બીજી કોઈ એવી વસ્તુ છે નહીં જે આટલો પૂર્ણ પુરાવો ધરાવતી હોય. જો કોઈ માણસ તેના ખરાપણા અંગે શંકા સેવતો હોય તો તે આમાં પણ શંકા કરી શકે કે રોમન સામ્રાજ્ય નામનું કોઈ રાજ્ય દુનિયામાં થઈ ગયેલું છે, અને કોઈ જમાનામાં મુગલો ભારત ઉપર રાજ્ય કરી ચૂક્યાં છે, અને નેપોલિયન નામનો કોઈ માણસ દુનિયામાં થઈ ગયેલો છે. આવી ઐતિહાસિક સચ્ચાઈઓ ઉપર શંકા વ્યકત કરવી જ્ઞાન નહીં , અજ્ઞાનનો પુરાવો છે.

---

કુર્આન એક એવું પુસ્તક છે જેની તરફ દુનિયામાં અસંખ્ય માણસો બેસુમાર હેતુઓ સાથે વળે છે. આ તમામ લોકોની જરૂરિયાતો અને હેતુઓને સામે રાખીને કોઈ સલાહ આપવી કોઈના માટે શક્ય નથી. જરૂરતમંદોના આ વિશાળ સમૂહમાં મને ફકત એ લોકોમાં રસ છે જે આને સમજવા માગે છે અને એ જાણવા માટે ઈચ્છુક છે કે આ પુસ્તક માનવીના જીવનની સમસ્યાઓમાં તેને શું માર્ગદર્શન આપે છે. આવા લોકોને હું અહીં કુર્આનના અભ્યાસની રીત વિષે કેટલાંક સૂચનો કરીશ અને કેટલીક મુશ્કેલીઓ ઉકેલવાનો પ્રયાસ કરીશ જે સામાન્ય રીતે કોઈપણ માણસની સામે આવે છે.

કોઈ માણસ, ભલે પછી તે કુર્આનમાં વિશ્વાસ ધરાવતો હોય કે ન ધરાવતો હોય, પણ જો તે આ પુસ્તકને ખરેખર સમજવા માગે તો પહેલું કામ તેણે આ કરવું જોઈએ કે તેના મગજને પૂર્વનિશ્ચિત ખ્યાલો અને દ્રષ્ટિબિંદુઓથી, અને પક્ષપાતી કે વિરોધી હેતુઓથી બને તેટલી હદે ખાલી કરી લે અને સમજવાના શુદ્ધ આશય અને ખુલ્લા મન સાથે તેને વાંચવાની શરૂઆત કરે. જે લોકો અમુક ખાસ પ્રકારના વિચારો મનમાં ધારણ કરીને આ પુસ્તકને વાંચે છે તેઓ આની લીટીઓ વચ્ચે તેમના જ વિચારો વાંચતા જાય છે, કુર્આનની હવા પણ તેમને

સ્પર્શી શકતી નથી. વાંચનની આ રીત કોઈપણ પુસ્તકને વાંચવા માટે સાચી નથી, પરંતુ ખાસ કરીને કુર્આન તો આ રીતે વાંચનારા લોકો માટે તેના અર્થના દ્વાર ખોલતું જ નથી.

બીજું, જે માણસ માત્ર ઉપરછલ્લી જાણકારી જ મેળવવા માગતો હોય, તેના માટે તો કદાચ એક વખત વાંચી લેવું પુરતું બને પરંતુ જે માણસ તેના ઊંડાણોમાં ઉતરવા માગે, તેના માટે બે-ચાર વાર વાંચવું પણ પુરતું થઈ શકતું નથી. આને વારંવાર વાંચવું જોઈએ, દરેક વખતે એક ખાસ રીતે વાંચવું જોઈએ, અને એક વિદ્યાર્થીની જેમ કાગળ-પેન્સીલ લઈને બેસી જવું જોઈએ કે જેથી જરૂરી બિંદુઓ નોંધતો જાય. આવી રીતે જે લોકો વાંચવા માટે તૈયાર હોય તેમને ઓછામાં ઓછું બે વખત કુર્આનને માત્ર એ આશય સાથે વાંચવું જોઈએ કે તેની સામે સમગ્રતઃ એ પુર્ણ વિચાર અને અમલીકરણની વ્યવસ્થા આવી જાય જેને આ પુસ્તક પ્રસ્તુત કરવા માગે છે. આ આરંભિક વાંચન દરમ્યાન, તે કુર્આનની સમગ્ર પૃષ્ઠભૂમિ ઉપર એક સર્વાંગી નજર નાખવાનો પ્રયાસ કરે અને જોતો જાય કે આ પુસ્તક કયા મૂળભૂત ખ્યાલો પ્રસ્તુત કરે છે અને પછી આ ખ્યાલો કયા પ્રકારની જીવન વ્યવસ્થા રચે છે. આ દરમ્યાન કોઈ જગ્યાએ કોઈ પ્રશ્ન મનમાં ઉદ્ભવે તો તે અંગે તે જ વખતે કોઈ ફેંસલો કરી ન લે બલ્કે તેને નોંધી લે અને ધીરજપુર્વક આગળ વાંચન ચાલૂ રાખે. એવી શકયતા છે કે આગળ કોઈને કોઈ જગ્યાએ તેને આનો જવાબ મળી જશે. જો જવાબ મળી જાય તો તેના સવાલની સામે તેને નોંધી લે પરંતુ પ્રથમ વાંચન દરમ્યાન તેને તેના કોઈ પ્રશ્નનો ઉત્તર ન મળે તો ધીરજપૂર્વક બીજીવાર વાંચે. હું મારા અનુભવના આધારે કહું છું કે બીજીવાર ના ઊંડા વાંચનમાં ભાગ્યે જ કોઈ પ્રશ્ન ઉત્તર વિનાનો બાકી રહી જાય છે.

આવી રીતે કુર્આન ઉપર એક સર્વાંગી નજર નાખી લીધા પછી ઊંડા અભ્યાસનો આરંભ કરવો જોઈએ. આના વિષે વાંચકે કુર્આનના શિક્ષણના પ્રત્યેક પાસાને મગજમાં ઉતારીને નોંધતા જવું જોઈએ. દા.ત.તે આ વાતને સમજવાનો પ્રયત્ન કરે કે માનવતાનો કયો નમૂનો છે કે જેને કુર્આન પસંદગી આપે છે અને કયા નમૂનાના મનુષ્યો તેને ત્યાં પ્રકોપિત અને ધિક્કાર પામેલાં છે. આ વિષયને સારી રીતે સમજવા માટે તે તેની નોટબુકમાં એક તરફ ‘‘પસંદગી પામેલો મનુષ્ય’’ અને બીજી તરફ ‘‘નાપસંદ કરવામાં આવેલો મનુષ્ય’’ ના ગુણો સામસામે નોંધતો જાય, અથવા દા.ત. તે એ જાણવાનો પ્રયાસ કરે કે કુર્આનને ત્યાં મનુષ્યની સફળતાનો આધાર કઈ વાતો ઉપર છે, અને કઈ વસ્તુઓ છે જેમને તે મનુષ્ય માટે નુકસાન અને બરબાદીનું કારણ ઠરાવે છે. આ વિષયને પણ સ્પષ્ટતાપૂર્વક અને વિગતવાર રીતે જાણવાની સાચી રીત આ છે કે, તે તેની નોટબુક ઉપર ‘‘સફળતાના કારણો’’ અને ‘‘નિષ્ફળતાના કારણો’’ ના બે શિર્ષકો એકબીજાની સામે લખી લે અને કુર્આનના વાંચન દરમ્યાન દરરોજ બંને પ્રકારની વસ્તુઓ નોંધતો જાય. આ જ ધારણા પ્રમાણે અકીદા, નૈતિક મુલ્યો, કર્તવ્યો, સામાજિક જીવન, સંસ્કૃતિ, અર્થવ્યવસ્થા, રાજનીતિ, કાયદો, સંગઠન વ્યવસ્થા, સંધિ, યુદ્ધ અને જીવનના બીજા પ્રશ્નોમાંથી

દરેકના વિષે કુર્આનના આદેશોને નોંધતો જાય, અને એ સમજવાનો પ્રયાસ કરે કે આમાંથી દરેક ક્ષેત્રનું કુલ્લે કેવું ચિત્ર ઉપસે છે અને પછી આ બધાંને જોડી દેવાથી સમગ્ર જીવનનું ચિત્ર કઈ જાતનું બને છે.

પછી જ્યારે જીવનના અમુક ખાસ પ્રશ્ન અંગે સંશોધન કરવા માગે કે કુર્આનનું દ્રષ્ટિબિંદૂ તેના વિષે શું છે ત્યારે તેના માટે સારી રીતે આ છે કે પહેલાં તે આ પ્રશ્ન વિષે પ્રાચીન અને આધુનિક સાહિત્યનો ઊંડો અભ્યાસ કરીને સ્પષ્ટપણે આ જાણી લે કે આ પ્રશ્નના મૂળભૂત બિંદુઓ કયાં છે, માનવીએ અત્યાર સુધી આના માટે શું વિચાર્યું અને સમજયું છે, કઈ બાબતો આમાં સ્પષ્ટતા માગી લે છે, અને કયાં જઈને માનવ-ચિંતનની ગાડી અટકી પડે છે. આના પછી આ જ સ્પષ્ટતા માગી લેતા પ્રશ્નોને નજર સમક્ષ રાખીને તેણે કુર્આનનો અભ્યાસ કરવો જોઈએ. મારો અનુભવ છે કે આવી રીતે જ્યારે કોઈ અમુક પ્રશ્નના સંશોધન માટે કુર્આન વાંચવા બેસે છે ત્યારે તેને એવી એવી આયતોમાં તેના સવાલોનો જવાબ મળે છે જેમને તે આની પહેલા વીસ-વીસ વખત વાંચી ગયો હોય છે અને કયારેય તેની કલ્પનામાં પણ આ વાત આવતી નથી કે અહીં આ વિષય પણ છુપાયેલો છે.

---

પરંતુ કુર્આન સમજવા માટેની આ તમામ યુક્તિઓ છતાં કોઈ તેના આત્માને પૂરેપૂરી રીતે પામી શકતો નથી જ્યાંસુધી તે સક્રીયપણે એ અમલ ન કરે જેના માટે કુર્આન આવ્યું છે. આ માત્ર વિચારસરણીઓ અને ખ્યાલોનું પુસ્તક નથી કે તમે આરામખુરશીમાં બેસીને તેને વાંચો અને તેની બધી જ વાતો સમજી જાઓ. આ, દુનિયાના ધર્મના સામાન્ય ખ્યાલ પ્રમાણે, એક સાવ ધાર્મિક પુસ્તક પણ નથી કે પાઠશાળા અને ખાનકાહોમાં તેના બધાં જ રહસ્યો ઉકેલી નાખવામાં આવે, જેમ કે આ પ્રસ્તાવનાના આરંભમાં જણાવી દેવામાં આવેલું છે. આ એક સંદેશ તરફ બોલાવનાર અને આંદોલનનું પુસ્તક છે. તેણે આવતાંની સાથે જ એક શાંત સ્વભાવના અને સદાચારી માનવીને એકાંતના ખૂણાંમાંથી કાઢીને ખુદા તરફથી વિમુખ બનેલા જગતની સામે લાવીને ઊભો કરી દીધો, અસત્યની વિરૂદ્ધ તેના દ્વારા અવાજ ઉઠાવડાવ્યો અને જમાનાના કુફ્ર, નાફરમાની અને ગુમરાહીના આગેવાનો સાથે લડાવી દીધો. દરેક ઘરમાંથી એક ભાગ્યશાળી આત્મા અને પવિત્ર દિલને ખેંચી લાવ્યું અને સત્યના સંદેશના ઝંડા તળે આ બધાને એકત્ર કર્યા, ખૂણેખૂણામાંથી એક-એક ફિત્નાખોર અને બગાડ ફેલાવનારને ઉશ્કેરીને ઊભો કર્યો, અને સત્યના હિમાયતીઓ સાથે તેમની લડાઈ કરવી. એક જ માણસના બોલ સાથે પોતાનું કામ શરૂ કરીને ખિલાફતે ઇલાહિયાહની સ્થાપના સુધીના પૂરાં ત્રેવીસ વરસ આ જ પુસ્તક ભવ્ય આંદોલનનું માર્ગદર્શન કરતું રહ્યું, અને સત્ય-અસત્યના આ લાંબા અને જીવસટોસટના સંઘર્ષ દરમ્યાન દરેકેદરેક મુકામે અને દરેકેદરેક તબક્કામાં તેણે જ વિનાશની રીતો અને સર્જનના નકશા બનાવ્યાં. હવે આ કેવી

રીતે શક્ય છે કે તમે કુફ્ર અને દીનના ઝઘડામાં તથા ઇસ્લામ અને અજ્ઞાનના મોરચે જરાપણ ડગ જ ન માંડો, અને આ સંઘર્ષના કોઈ મુકામમાંથી પસાર થવાનો આપને કોઈ અવસર જ મળ્યો ન હોય, અને પછી માત્ર કુર્આનના શબ્દો વાંચી-વાંચીને તેની તમામ હકીકતો તમારી સામે બેનકાબ થઈ જાય ? આને તો પુરેપૂરી રીતે તમે ત્યારે જ સમજી શકો કે જયારે આને લઈને ઊભા થાઓ અને દાવતઈલલ્લાહનું કામ શરૂ કરો, અને જેવી રીતે આ પુસ્તક માર્ગદર્શન આપતું જાય તેવી રીતે ડગ માંડતા જાઓ. એ વખતે એ તમામ અનુભવો તમને થશે જે કુર્આનના ઉતરાણ વખતે થયા હતાં. મક્કા અને હબશ તથા તાઈફના મુકામો પણ તમે જોશો, અને બદ્ર તથા ઉહુદથી લઈને હુનૈન અને તબૂક સુધીના તબક્કાઓ પણ તમારી સામે આવશે. અબૂજહલ અને અબૂલહબ સાથે પણ તમારો પનારો પડશે, દંભીઓ અને યહૂદીઓ પણ તમને મળશે અને સાબેકીનેઅવ્વલીનથી માંડીને મુઅલ્લિફતુલકુલૂબ સુધી બધા જ પ્રકારના માનવ-નમૂનાઓ તમે જોઈ લેશો અને અનુભવી પણ લેશો. આ બીજી જ જાતનો ''વ્યવહાર'' છે જેને હું ''કુર્આનનો વ્યવહાર'' કહું છું. આ વ્યવહારની ખૂબી આ છે કે તેના જે જે મુકામેથી તમે પસાર થતાં જશો, કુર્આનની કેટલીક આયતો અને સૂરઃઓ પોતે સામે આવીને તમને જણાવતી જશે કે તે આ જ મુકામે ઊતરી હતી અને આ માર્ગદર્શન લઈને આવી હતી. અત્યારે તો શકય છે કે શબ્દકોશ અને વ્યાકરણ તેમજ અર્થઘટન અને વર્ણનના કેટલાક બિંદુઓ પ્રશ્નકર્તાની નજરથી છુપાં રહી જાય પરંતુ એ અશકય છે કે કુર્આન તેના આત્માને તેની સામે ખુલ્લા પાડવામાં કંજૂસાઈ દાખવે.

પછી આ જ સામાન્ય નિયમ પ્રમાણે કુર્આનના હુકમો, તેનું નૈતિક શિક્ષણ, તેની સામાજિક અને સાંસ્કૃતિક સૂચનાઓ, અને જીવનના વિવિધ પાસાં વિષે તેના ચીંધેલાં સિદ્ધાંતો અને કાયદા, માણસની સમજમાં ત્યાં સુધી આવી શકતાં નથી જ્યાં સુધી તે સક્રીય રીતે તેમનો અનુભવ કરી ન જુએ. ન તો એ માણસ આ પુસ્તકને સમજી શકે છે કે જેણે તેના અંગત જીવનને આના અનુસરણથી મુક્ત રાખ્યો હોય, અને ન તો એ કોમ આનાથી પરિચિત થઈ શકે છે જેના તમામ સામાજિક સંગઠનો તેના ચીંધેલા માર્ગની વિરૂદ્ધ ચાલી રહ્યાં હોય.

---

કુર્આનના આ દાવાથી દરેક જણ વાકેફ છે કે તે સમગ્ર માનવજાતના માર્ગદર્શન માટે આવ્યું છે. પરંતુ જયારે કોઈ માણસ આને વાંચવા બેસે છે ત્યારે જુએ છે કે તેના સંબોધનની દિશા તેના ઉતરાણકાળ વખતના આરબો તરફ છે. જો કે કોઈ કોઈ વખત તે આદમની ઓલાદ અને સામાન્યજનને પણ સાદ દે છે, પરંતુ મોટાભાગની વાતો તે એવી કહે છે જે અરબસ્તાનની પ્રકૃતિ, અરબસ્તાનના વાતાવરણ, અરબસ્તાનનો ઇતિહાસ અને અરબસ્તાનના જ રીત-રિવાજો સાથે સંબંધ ધરાવે છે. આ વસ્તુઓને જોઈને માણસ વિચારવા

લાગે છે કે જે વસ્તુ સાર્વજનિક લાભ માટે ઉતારવામાં આવી હતી તેમાં હંગામી, સ્થાનિક અને કોમી તત્ત્વ આટલા મોટા પ્રમાણમાં શા માટે છે ? આ મામલાની હકીકત ને ન સમજવાના લીધે કેટલાક લોકો શંકામાં મુકાઈ જાય છે કે કદાચ આ વસ્તુ વાસ્તવમાં તો તેના સમકાલીન આરબોની સુધારણા માટે હતી પરંતુ પાછળથી બળજબરીથી તાણીતૂશીને તેને તમામ મનુષ્યો માટે અને હરહંમેશ માટે માર્ગદર્શનનું પુસ્તક ઠરાવી દેવામાં આવ્યું.

જે માણસ આ વાંધાને, માત્ર વાંધા ખાતર, વાંધાના રૂપમાં ઉઠાવતો નથી બલ્કે વાસ્તવમાં તેને સમજવા માગે છે તેને હું સલાહ આપીશ કે તે પહેલાં કુર્આન વાંચીને જરા એ જગ્યાઓ ઉપર નિશાની કરે જ્યાં તેણે કોઈ એવો અકીદો, અથવા ખ્યાલ, અથવા કલ્પના રજુ કરી હોય, અથવા કોઈ એવો નૈતિક સિદ્ધાંત, અથવા અમલી નિયમ વર્ણવ્યો હોય જે ફકત અરબસ્તાનના માટે જ ખાસ હોય, અને જેને સમય, કાળ અને સ્થળે હકીકતમાં સીમિત કરીને રાખ્યો હોય. માત્ર એટલી વાત કે તે એક ખાસ સ્થળ અને કાળના લોકોને સંબોધીને તેમના શિર્કયુક્ત અકીદાઓ અને રિવાજોનું ખંડન કરે છે, અને તેમની જ આસપાસની જ વસ્તુઓને દલીલની સમગ્રીના રૂપમાં ઉપાડીને તૌહીદની દલીલો બનાવે છે, આ ફેંસલો કરી દેવા માટે પુરતું નથી કે તેનો સંદેશ અને અપીલ પણ હંગામી અને સ્થાનિક છે. જોવું તો આ જોઈએ કે શિર્કના ખંડન માટે તે જે કંઈ કહે છે શું તે દુનિયાના દરેક શિર્ક ઉપર લાગુ પડતું નથી જેવી રીતે આરબમુશ્રિકો ઉપર લાગૂ થતો હતો ? શું આ જ દલીલોને આપણે દરેક જમાનામાં અને દરેક દેશના મુશ્રિકોના વિચારની સુધારણા માટે ઉપયોગ કરી શકતાં નથી ? અને શું તૌહીદના પુરાવા માટે કુર્આનની દલીલ કરવાની શૈલીને થોડાક ફેરફાર સાથે દરેક સમયે, દરેક જગ્યાએ ઉપયોગમાં લઈ શકાય નહીં ? જો જવાબ હકારમાં છે તો પછી કોઈ કારણ નથી કે એક આંતર્રાષ્ટ્રીય શિક્ષણને માત્ર એ આધારે હંગામી અને સ્થાનિક ઠરાવી દેવામાં આવે કે એક ખાસ સમયે, એક ખાસ કોમને સંબોધીને તે રજુ કરવામાં આવ્યું હતું. દુનિયાનું કોઈ તત્ત્વદર્શન અને કોઈ જીવનવ્યવસ્થા તેમજ કોઈ ધાર્મિક વિચારધારા એવી નથી કે જેની તમામ વાતો શરૂ થી માંડીને અંત સુધી અમૂર્ત (Abstract) વર્ણનશૈલીમાં રજૂ કરવામાં આવી હોય અને નિશ્ચિત સ્થિતિ અથવા આકાર ઉપર તેને લાગૂ પાડીને તેની સમજૂતી કરવામાં આવી ન હોય. આવી પૂર્ણ અમૂર્તતા આમ તો શકય જ નથી, અને જો શકય હોય તો પણ જે વસ્તુને આવી રીતે રજૂ કરવામાં આવશે તે માત્ર કાગળના પાના ઉપર રહી જશે, મનુષ્યોના જીવનમાં તેનું ઉતરીને એક સક્રીય વ્યવસ્થામાં તબદીલ થવું મુશ્કેલ છે.

બીજું, જો કોઈ વૈચારિક અને નૈતિક તેમજ સાંસ્કૃતિક આંદોલનને જ્યારે આંતર્રાષ્ટ્રીય ધોરણે ફેલાવવાનો ઉદ્દેશ્ય હોય ત્યારે તો તેના માટે આ જરાપણ જરૂરી જ નથી, બલ્કે સાચું આ છે કે લાભદાયી પણ નથી, કે આરંભથી જ તેને બિલકુલ આંતર્રાષ્ટ્રીય બનાવવા માટેનો પ્રચાર કરવામાં આવે. વાસ્તવમાં આની સાચી કાર્યપદ્ધતિ માત્ર એક જ છે, અને તે આ છે કે, જે વિચારો, વિચારધારાઓ અને સિદ્ધાંતો ઉપર એ

આંદોલન માનવજીવનની વ્યવસ્થા સ્થાપવા માગે છે, તેમને પૂરી તાકાત સાથે એ જ દેશમાં રજૂ કરવામાં આવે જ્યાંથી આ આંદોલન ઉદ્ભવ્યું હોય, એ લોકોના મગજમાં ઉતારવામાં આવે જેમની ભાષા, પ્રકૃતિ અને ટેવોથી આ આંદોલન સારી પેઠે પરિચિત હોય, અને પછી પોતાના જ દેશમાં આ સિદ્ધાંતોને સક્રીય રીતે લાગૂ કરીને અને તેમની ઉપર એક સફળ જીવનવ્યવસ્થા ચલાવીને દુનિયાની સામે નમૂના તરીકે રજૂ કરવામાં આવે, તો જ બીજી કોમો તેની તરફ ધ્યાન આપશે અને તેમના બુદ્ધિશાળી લોકો જાતે આગળ આવીને તેને સમજવાનો અને પોતાના દેશમાં પ્રચલિત કરવાનો પ્રયત્ન કરશે. એટલા માટે આ વાત કે, કોઈ વૈચારિક અને અમલી વ્યવસ્થાને શરૂઆતમાં એક જ કોમની સામે પ્રસ્તુત કરવામાં આવી હતી, અને દલીલનો બધો જ જોર તેને જ સમજાવવા અને સંતોષવા માટે ખર્ચી નાખવામાં આવ્યો હતો, આ વાતની દલીલ નથી કે, તે વૈચારિક અને અમલી વ્યવસ્થા માત્ર કોમી છે. વાસ્તવમાં જે ખાસિયતો એક કોમી વ્યવસ્થાને એક આંતરર્રાષ્ટ્રીય વ્યવસ્થાથી અને એક હંગામી વ્યવસ્થાને એક શાશ્વત વ્યવસ્થાથી અલગ પાડે છે તે આ છે કે, કોમી વ્યવસ્થા કાં તો કોઈ કોમનાં ચઢિયાતાપણા અને તેના વિશેષ અધિકારોનો દાવેદાર હોય છે, કાં તો તેની અંદર કેટલાક એવાં સિદ્ધાંતો અને વિચારધારાઓ ધરાવે છે જે બીજી કોમોમાં ચાલી શકતાં નથી. આનાથી વિરૂદ્ધ, જે વ્યવસ્થા આંતરર્રાષ્ટ્રીય હોય છે તે તમામ માનવોને સમાન દરજ્જો તથા સમાન અધિકારો આપવા માટે તૈયાર હોય છે, અને તેના સિદ્ધાંતોમાં વૈશ્વિકતા જોવા મળે છે. આવી જ રીતે, કોઈ હંગામી વ્યવસ્થા ફરજિયાતપણે તેનો પાયો એવા કેટલાક સિદ્ધાંતો ઉપર મૂકે છે જે સમયના થોડાંક પલ્ટાં પછી સાવ અમલ કરવાને લાયક રહેતાં નથી અને, આનાથી વિરૂદ્ધ, એક શાશ્વત વ્યવસ્થાના સિદ્ધાંતો બધી જ બદલાતી જતી પરિસ્થિતિઓ ઉપર લાગુ થતાં જાય છે. આ વિશેષતાઓને નજર સામે રાખીને કોઈ માણસ પોતે કુર્આન વાંચે અને એ વસ્તુઓને નિશ્ચિત કરવાનો થોડો પ્રયાસ કરે જેમના આધારે ખરેખર એવું અનુમાન કરી શકાય કે કુર્આન દ્વારા પ્રસ્તુત કરવામાં આવેલી વ્યવસ્થા હંગામી અને કોમી છે.

---

કુર્આન વિષે આ વાત પણ એક સામાન્ય વાચકના કાને આવી ગયેલી હોય છે કે આ એક વિગતપુર્ણ માર્ગદર્શન તથા એક કાનૂનનું પુસ્તક છે. પરંતુ જ્યારે તે તેને વાંચે છે ત્યારે તેના સમાજ, સંસ્કૃતિ, રાજનીતિ, અને અર્થકારણ વિગેરેના વિગતવાર હુકમો અને નિયમો તેને મળતાં નથી, બલ્કે તે જુએ છે કે નમાઝ અને ઝકાત જેવી ફરજો માટે પણ, જેમની ઉપર કુર્આન વારંવાર ભાર મૂકે છે, તેણે કોઈ એવાં નિયમો સૂચવ્યાં નથી જેમાં બધા જ જરૂરી હુકમોની વિગતો લખેલી હોય. આ વસ્તુ પણ માણસના મગજમાં બેચેની પેદા કરે છે કે આ કઈ જાતનું કાનૂની પુસ્તક છે.

આ મામલામાં બધી જ ગુંચવણો માત્ર એટલા માટે જન્મે છે કે માણસની નજરમાંથી હકીકતનું એક પાસું સાવ છુપું રહી જાય છે, એટલે કે ખુદાએ માત્ર પુસ્તક જ ઉતાર્યું ન હતું બલ્કે એક પયગમ્બર પણ ઉઠાવ્યો હતો. જો મૂળ યોજના આ હોય કે બસ એક બાંધકામનો નકશો જ લોકોને આપી દેવમાં આવે અને લોકો એ પ્રમાણે જાતે ઈમારત બાંધી લે તો અવી સ્થિતિમાં નિ:શંકપણે બાંધકામના એક એક ભાગની વિગત આપણને મળવી જોઈએ. પરંતુ જ્યારે બાંધકામની સૂચનાઓની સાથે એક ઈજનેર પણ સરકારી રીતે નીમી દેવામાં આવે અને તે એ સૂચનાઓ પ્રમાણે એક ઈમારત બાંધીને ઊભી કરી દે ત્યારે ઈજનેર અને તેની બાંધેલી ઈમારતની અવગણના કરીને માત્ર નકશામાં જ તમામ વિભાગીય વિગતો શોધવી, અને પછી તે ન મળે ત્યારે નકશો અધૂરો છે એવી ફરિયાદ કરવી, ખોટું છે. કુર્આન ગૌણ વિભાગોનું પુસ્તક નથી, બલ્કે સિદ્ધાંત અને સામાન્ય નિયમનું પુસ્તક છે. તેનું મૂળ કામ આ છે કે ઇસ્લામી વ્યવસ્થાના વૈચારિક અને નૈતિક પાયાઓને સંપુર્ણ સ્પષ્ટતા સાથે માત્ર પ્રસ્તુત જ કરવામાં ન આવે બલ્કે તાર્કિક દલીલો અને લાગણીસભર દલીલો, બંન્ને વડે બહુ જ મજબૂત પણ કરી દે. હવે વાત રહી ઇસ્લામી જીવનના અમલી રૂપની, તો આ મામલામાં તે માનવીનું માર્ગદર્શન એવી રીતે નથી કરતું કે જીવનના દરેક પાસા વિષે વિગતવાર નિયમો અને કાયદા બનાવે, બલ્કે તે જીવનના દરેક ક્ષેત્રની ચાર હદો દેખાડી દે છે, અને નજરે પડે એવા કેટલાક સીમાચિહ્નો ઊભાં કરી દે છે જે આ વાત નક્કી કરી દે છે કે, અલ્લાહતઆલાની મરજી પ્રમાણે આ ક્ષેત્રોની રચના કઈ રેખાઓ ઉપર થવી જોઈએ. આ સૂચનાઓ પ્રમાણો સક્રીય રીતે ઇસ્લામી જીવનને રૂપ આપવું તે નબી સ.અ.વ.નું કામ હતું. તેમને નીમવામાં જ એટલા માટે આવ્યા હતાં કે દુનિયાને એ વ્યકિતગત ચારિત્ર્ય અને એ સમાજ અને રાજ્યનો નમૂનો દેખાડી દે જે કુર્આને આપેલા નિયમોનું અમલી અર્થઘટન અને સમજૂતી હોય.

---

બીજો એક સવાલ કે જે સામાન્ય રીતે લોકોના મનમાં ઉદ્ભવે છે તે આ છે કે, એક તરફ તો કુર્આન એ લોકોનું સખતાઈપૂર્વક ખંડન કરે છે જે અલ્લાહની કિતાબ આવી ગયા પછી વિભાગો અને ફિર્કાઓમાં વહેંચાઈ જાય છે, અને તેમના દીનના ટૂકડેટૂકડાં કરી નાખે છે, અને બીજી તરફ કુર્આનના હુકમોના અર્થઘટન અને સમજૂતીમાં માત્ર પાછળના લોકો જ નહીં, બલ્કે ઇમામો અને તાબેઇનો અને ખુદ સહાબા સુદ્ધાં, વચ્ચે એટલા મતમતાંતર જોવા મળે છે કે કદાચ કોઈ એક પણ આદેશાત્મક આયત એવી નહીં મળે જેની તફસીર સર્વસંમત હોય. શું આ બધા લોકોને એ ખંડનને પાત્ર છે જે કુર્આનમાં ઉતર્યો છે ? જો ના, તો પછી તે કયું વિભાજન, ફિર્કાબંધી અને મતભેદ છે જેની કુર્આન મનાઈ કરે છે ?

આ એક અત્યંત વિસ્તૃત દિશાઓ ધરાવતો પ્રશ્ન છે જેની ઉપર લાંબી ચર્ચા કરવાનો આ અવસર નથી. અહીં કુર્આનના એ સામાન્ય વિદ્યાર્થીની મુંઝવણ દૂર કરવા માટે માત્ર એટલો જ ઈશારો પૂરતો છે કે કુર્આન એ તંદુરસ્ત મતમતાંતરનો વિરોધી નથી જે દીનમાં સંમત, અને ઈસ્લામી જીવન વ્યવસ્થામાં સંગઠિત રહીને, માત્ર આદેશો અને કાયદાના અર્થઘટનમાં નિખાલસ સંશોધનના આધારે કરવામાં આવે, બલ્કે તે ખંડન એ વિરોધીમતનો કરે છે જે મનની ઈચ્છા અને વક્રદ્રષ્ટિથી શરૂ થાય અને ફિર્કાબંધી તથા અંદરોઅંદરના ઝઘડાંની હદ સુધી વાતને લઈ જાય. આ બંને પ્રકારના મતભેદો ન તો તેમની હકીકતમાં સમાન છે અને ન તો તેમના પરિણામોમાં એકબીજા સાથે કોઈપણ સરખાપણું ધરાવે છે કે બંનેને એક જ લાકડીએ હાંકવામાં અવે. પહેલા પ્રકારનો મતભેદ તો વિકાસનો આત્મા અને જીવનનો પ્રાણ છે. તે એવા દરેક સમાજમાં જોવા મળશે જે બુદ્ધિશાળી લોકોનો બનેલો હોય. તેની હાજરી જીવનની નિશાની છે અને તેનો અભાવ એ જ સમાજમાં હોઈ શકે કે જે બુદ્ધિજનો નહીં બલ્કે માત્ર લાકડાના કુંદાઓનો બનેલો હોય. જ્યારે બીજા પ્રકારના મતભેદની વાત લઈએ તો બધા જ જાણે છે કે તેણે જે સમાજમાં દેખા દીધી તેને વેરવિખેર કરી મૂકયો. તેનું ઉદ્દભવવું તંદુરસ્તીની નહીં બલ્કે રોગની નિશાની છે, અને તેના પરિણામો કયારેય કોઈપણ કોમને માટે ફાયદાકારક હોઈ શકતાં નથી. આ બન્ને પ્રકારના મતભેદો વચ્ચેના ફરકને સ્પષ્ટ રીતે આવી રીતે સમજો કે :

એક પરિસ્થિતિ તો એ છે, જેમાં ખુદા અને પયગમ્બરના અનૂસરણ માટે સમુદાયના તમામ લોકો સંમત હોય, હુકમોનું સ્રોત પણ સંમત્તિપૂર્વક કુર્આન અને સુન્નતને માનવામાં આવે, પછી બે વિદ્વાનો કોઈ ગૌણ પ્રશ્ન બાબતના સંશોધનમાં, અથવા બે ન્યાયધીશો કોઈ મુકદમાના ફેંસલામાં, એકબીજા સાથે મતભેદ કરે, પરંતુ એમાંથી કોઈ પણ ન તો આ પ્રશ્નને, અને તેમાં તેના અભિપ્રાયને, દીનનો આધાર બનાવે, અને ન તો તેની સાથે મતભેદ કરનારને દીનમાંથી બહાર ઠરાવે, બલ્કે બંને પોતપોતાની દલીલ કરીને પોતાની હદ સુધી સંશોધનનો હક્ક અદા કરે, અને આ વાત જનમત ઉપર, અથવા જો અદાલતી પ્રશ્ન હોય તો દેશની સર્વોચ્ચ અદાલત ઉપર, અથવા જો સામાજિક મામલો હોય તો સમાજની વ્યવસ્થા ઉપર, છોડી દે કે તે બન્ને અભિપ્રાયોમાંથી ઈચ્છે તેને સ્વીકારે, અથવા બંનેને કાયદેસર માને.

બીજી પરિસ્થિતિ આ છે કે મતભેદ દીનની મૂળભૂત વાતોમાં જ કરી નાખવામાં આવે, અથવા એમ કે, કોઈ આલિમ કે સૂફી કે મુફતી કે વકતા કે લીડર કોઈ એવા પ્રશ્નમાં કે, જેને ખુદા અને રસૂલ સ.અ.વ. એ દીનનો પાયાનો પ્રશ્ન ઠરાવેલો ન હતો, એક મત અપનાવે અને બિનજરૂરી રીતે તાણીતૂશીને તેને દીનનો પાયાનો પ્રશ્ન બનાવી નાખે, અને પછી જે તેની સાથે મતભેદ કરે તેને દીનની અને મિલ્લતની બહાર ઠરાવી દે, અને તેના હિમાયતીઓનું જૂથ રચીને કહે કે અસલ ઉમ્મતેમુસ્લિમહ, બસ, આ છે અને બાકીના બધા દોજખી છે, અને

ખુલ્લેઆમ બોલે કે મુસ્લિમ છે, તો બસ, આ જૂથમાં આવી જા, નહીં તો તું મુસ્લિમ જ નથી.

કુર્આને જ્યાં પણ મતભેદ અને ફિર્કાબંધીનો વિરોધ કર્યો છે તેના દ્વારા તેનો આશય આ બીજા પ્રકારનો મતભેદ જ છે. રહી વાત પહેલા પ્રકારના મતભેદની, તો આના અનેક દાખલા ખુદ નબી સ.અ.વ.ની સમક્ષ આવી ગયેલા હતાં, અને આપે તેમને યોગ્ય માનેલાં, એટલું જ નહીં બલ્કે તેમની પ્રશંસા પણ કરી હતી. એટલા માટે કે એ મતભેદ તો દર્શાવે છે કે સમુદાયમાં ચિંતન-મનન, અને સંશોધન-જિજ્ઞાસવૃત્તિ તેમજ સમજદારી અને વિચારશીલતાની કાબેલિયતો અસ્તિત્ત્વ ધરાવે છે, અને સમુદાયના બુદ્ધિજનોને તેમના દીનમાં અને તેના આદેશોમાં રસ છે, અને તેમની પાસે બુદ્ધિશક્તિ છે. તેઓ તેમના જીવનના પ્રશ્નોનો ઉકેલ દીનની બહાર નહીં બલ્કે તેની અંદર જ શોધે છે. અને સમુદાય સમગ્ર રીતે આ સોનેરી નિયમ ઉપર અમલ કરી રહ્યો છે કે, સિદ્ધાંતમાં સંમત થઈને પોતાની એકતા જાળવી રાખે અને પછી વિદ્વાનોને સાચી હદોની અંદર રહી સંશોધન અને ઈજતિહાદની સ્વતંત્રતા આપીને વિકાસની તકો પણ બાકી રહેવા દે.

هٰذا ما عندی والعلم عند الله، علیه توکلت والیه انیب

---

આ પ્રસ્તાવનામાં એ તમામ પ્રશ્નોને ઊંડાણપૂર્વક આવરી લેવાનો મારો આશય નથી કે જે કુર્આનના વાંચન વખતે એક વાચકના મગજમાં ઉદ્‌ભવે છે, એટલા માટે કે આ પ્રશ્નોનો મોટોભાગ એવો છે કે કોઈને કોઈ આયત અથવા સૂરઃ સામે આવે ત્યારે મગજમાં ખટકે છે અને આનો જવાબ તફહીમુલકુર્આનમાં જે તે પ્રસંગે આપી દેવામાં આવ્યો છે. એટલા માટે આવા પ્રશ્નોને છોડી દઈને અહીં માત્ર એ સર્વગ્રાહી પ્રશ્નો અંગે ચર્ચા કરી છે જે સમગ્ર રીતે આખાયે કુર્આન સાથે સંબંધ ધરાવે છે. વાચકોને મારી વિનંતી છે કે માત્ર આ પ્રસ્તાવનાને જોઈને જ તેના અધુરા હોવાનો ફેંસલો ન કરી લે બલ્કે આખા પુસ્તકને જોયા પછી. જો તેમના મગજમાં કેટલાક પ્રશ્નો જવાબ આપવાપાત્ર બાકી રહી જાય, અથવા કોઈ પ્રશ્નના જવાબને તેઓ અપૂરતો જુએ, તો મને એના વિષે જાણ કરે.

**અબુલઆ'લા મૌદૂદી**

---

૧. તફહીમુલકુર્આન ખંડ-૧ (૧૯૭૫ની આવૃત્તિ)માંથી લેવામાં આવી છે.

